

દી. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

(માર્ચ ૧૯૧૫)

# વિંધ્ય વનની કન્યકા

કિંવા

# પ્રિયદર્શના

ચક્રવર્તિકવિ હર્ષદેવની સંસ્કૃત નાટિકા ઉપરથી

રચનાર

કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

राज्ञा हर्षेण रचिता नाटिका प्रियदर्शना।
निरीर्ष्यस्य रसज्ञस्य कस्य न प्रियदर्शना॥

कस्यचित्।

शब्दानां विविनक्ति गुम्फनविधीनामोदते सूक्तिभिः
सान्द्रं लेढि रसामृतं विचिनुते तात्पर्यमुद्रां च यः ।
पुण्यैः संघटते विवेक्तृविरहादन्तर्मुखं ताम्यतां
केषांचिद्धि कदाचिदेव सुधियां काव्यश्रमज्ञो जनः ॥

# દીવાન બહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવે
## રચેલાં પુસ્તક

| | | |
|---|---|---|
| **નાટક** | મેળની મુદ્રિકા | (૬ આવૃત્તિ) |
| | પરાક્રમની પ્રસાદી | (સાતમી આવૃત્તિ તૈયાર થાય છે) |
| | વિંધ્ય વનની કન્યકા | (૪ આવૃત્તિ) |
| | સ્વપ્નની સુંદરી | (૨ આવૃત્તિ) |
| | પ્રધાનની પ્રતિજ્ઞા | (૨ આવૃત્તિ) |
| | મધ્યમ | (૨ આવૃત્તિ) |
| | પ્રતિમા | (૧ આવૃત્તિ) |
| | શ્રીકૃષ્ણની બાળલીલા | (હવે પછી પ્રસિદ્ધ થશે) |
| **કાવ્ય** | અમરુશતક | (૫ આવૃત્તિ) |
| | ગીતગોવિંદ | (છઠ્ઠી આવૃત્તિ તૈયાર થાય છે) |
| **પ્રકીર્ણ** | ભાલણકૃત કાદંબરી ભાગ ૧ | (૨ આવૃત્તિ) |
| | પંદરમા સૈકાનાં પ્રાચીન ગુર્જર કાવ્ય | |
| | રત્નદાસકૃત હરિશ્ચંદ્રાખ્યાન | |
| | મુદ્રારાક્ષસ–સંસ્કૃતઃ અંગ્રેજી | (૩ આવૃત્તિ) |
| | અખાકૃત અનુભવબિંદુ | |
| | પદ્યરચનાની ઐતિહાસિક આલોચના | |
| | લેખસંગ્રહ | (હવે પછી પ્રસિદ્ધ થશે) |
| | ભાલણકૃત કાદંબરી ભાગ ૨ | ( ,, ,, ) |
| | કૃષ્ણબાલચરિત–સંસ્કૃતઃ અંગ્રેજી | ( ,, ,, ) |
| | પ્રેમાનંદકૃત રોષદર્શિકા સત્યભામા આખ્યાન | ( ,, ,, ) |

# સંપાદક તરફથી

આ પુસ્તકની છેલ્લી આવૃત્તિ કેટલાંક વરસથી અપ્રાપ્ય થઈ હતી અને નવી આવૃત્તિ આ પહેલાં બહાર પડવી જોઈતી હતી. પરંતુ, લેખકનો ઈરાદો હતો કે હર્ષ વિશેનો નિબંધ ધ્યાનપૂર્વક તપાસી સુધારાવધારા કરવા, તેથી કામ ઢીલમાં પડ્યું. વળી, ગુજરાત વર્નાક્યુલર સોસાઓટી એ નિબંધને જુદા પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવા માગતી હતી, તેથી પણ નિબંધ નવેસર તપાસી જવાની જરૂર હતી.

લેખકને જ હાથે આ કામ પૂરૂં થયું હોત તો સારૂં, પણ દરમિયાન ગયે વરસે એમના અવસાનને પરિણામે માત્ર એમની નોંધો અને કાચા ફેરફારો ઉપરથી એ કરવા પ્રયત્ન કરવો રહ્યો. જ્યાં જ્યાં મૂળમાં સ્પષ્ટ ફેરફાર કરેલો જણાયો ત્યાં ત્યાં તે મુજબ કરી આ આવૃત્તિ તૈયાર કરી છે; પણ બીજે બધે ઠેકાણે, એટલે જ્યાં વિચારી જોવા માટે કે ફરી તપાસી જવા માટે નોંધ જ કરેલી હોય, અથવા મતભેદ ટાંક્યો હોય, અથવા કોઇ લેખ કે પુસ્તક જોઈ જવા ટીપ કરી હોય, કે ફક્ત શંકા દર્શાવી હોય, તેવા દરેક ઠેકાણે તે તે વસ્તુ પૂરવણીમાં જુદી આપી છે. મૂળ લેખમાં સંબંધ ધરાવતી જગાએ પોલાં મીડાં મૂકી આનું સૂચન કર્યું છે. પૂરવણીમાંની ફૂટનોટો સંપાદકની છે અને વધારે ચોખવટ માટે આપી છે. નાટકના સંસ્કરણમાં પણ આ જ ધોરણ રાખ્યું છે.

આ જ ધોરણે લેખકનાં બીજાં પુસ્તકોની નવી આવૃત્તિ ક્રમેક્રમે બહાર પાડવા ધારણા છે; અને તે મુજબ આ પછી 'પરાક્રમની પ્રસાદી'ની સાતમી આવૃત્તિ પ્રસિદ્ધ થશે. 'ગીતગોવિંદ'ની નવી

આવૃત્તિ માટે લગભગ નવા જ ભાષાંતરવાળી પ્રેસનકલ મર્હૂમે પોતે તૈયાર કરેલી હોવાથી માત્ર એને માટે આ પદ્ધતિનો આશ્રય નહિ લેવો પડે.

નવી આવૃત્તિ તૈયાર કરતાં જોવા નોંધેલા લેખો ને ગ્રંથોનાં નામોની જુદી સૂચી પહેલી પૂરવણીને છેડે આપી છે. ત્રણ પરિશિષ્ટો ઉમેર્યાં છે. બંસખેડના દાનપત્રમાં કોતરેલી નકલ મુજબ હર્ષના હસ્તાક્ષર પણ આ આવૃત્તિમાં આપ્યા છે.

આરંભમાં મૂકેલું લેખકનું ચિત્ર આ પુસ્તક પહેલું બહાર પડ્યું તે જ અરસામાં લીધેલા ફોટોગ્રાફ ઉપરથી છે.

આ આવૃત્તિ તૈયાર કરવામાં શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે જુદી જુદી રીતે મને એટલી બધી મદદ કરી છે કે કદાચ તે સિવાય આ કામ હું પાર પાડી શકત નહિ.

વિ. કે. ધ્રુવ

## બે મુખ્ય શુદ્ધિઓ

(૧) 'ચક્રવર્તિકવિ હર્ષ' પૃ. ૧ ઉપર ફુટનોટની સાતમી લીટીમાં "મૈસુરના પાળિયામાં 'શીલાદિત્ય'" છપાયું છે તેને બદલે "મૈસુરના પાળિયામાં 'શિલાદિત્ય'" એમ જોઈએ.

(૨) પૃ. ૧૩ની ફુટનોટની પહેલી લીટીને છેડે ફુટનોટનો અંક ૨ છે તે ૧ જોઈએ, અને તેનો સંબંધ પૃષ્ઠને મથાળેથી પાંચમી લીટીના પહેલા શબ્દ "હરાવ્યા૦" સાથે છે. એ જ ફુટનોટના બીજા પૅરેગ્રાફની શરૂઆતમાં અંક સંખ્યા ૧ છે તે ૨ જોઈએ, અને તેનો સંબંધ તે પૃષ્ઠની સોળમી લીટીને છેડે ફુટનોટ ક્રમાંક ૧ છે તેને ૨ કરી તેની જોડે લેવાનો છે.

# ચક્રવર્તિકવિ હર્ષ

अशठमलोलमजिह्मं त्यागिनमनुरागिणं विशेषज्ञम् ।
यदि नाश्रयति नरं श्रीः श्रीरेव हि वञ्चिता भवति ॥

सुभा. । २३३ । श्रीहर्षदेवस्य ।

ઉપક્રમ

ઐતિહાસિક ભારતના મહાન ચક્રવર્તી ત્રણઃ—ચંદ્રગુપ્ત મૌર્ય, સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય અને હર્ષવર્ધન ધર્મપાલ.[1] એકનો પ્રતાપ

---

૧ બંસખેડ અને મધુબનનાં દાનપત્રમાં તેમ જ રવિકીર્તિકૃત જૈનમંદિરની પ્રશસ્તિમાં 'હર્ષ' નામ છે. ઉક્ત દાનપત્રોમાં સહી પણ એ નામથી જ છે. નવસારીના તામ્રપત્રમાં અને અફસદના લેખમાં 'હર્ષદેવ' નામ છે. પ્રિયદર્શના, નાગાનન્દ અને રત્નાવલીમાં 'હર્ષ' અને 'હર્ષદેવ' પણ છે. કુટ્ટનીમતમાં આગળ કહેવામાં આવશે તેમ 'અનંગહર્ષ' સંજ્ઞા છે. સોનપતની મુદ્રામાં 'હર્ષવર્ધન' છે. યવનચંગ અને ઇત્સિંગની પ્રવાસપોથીઓમાં 'હર્ષવર્ધન શીલાદિત્ય' છે. મૈસુરના પાળિયામાં 'શીલાદિત્ય' (શુદ્ધ 'શીલાદિત્ય') છે. નેપાલની તવારિખમાં 'ધર્મપાલ' બિરુદ છે. પાંચમા વિક્રમાદિત્યના કૌથેમ-(Kauthem)ના તામ્રપત્રમાં 'હર્ષ મહાનૃપ' પદનો પ્રયોગ છે. ચીનાઈ પ્રવાસીઓએ આપેલું 'શીલાદિત્ય' ઉપનામ સ્વીકારી મા. બર્ને અયોધ્યા પ્રાંતના ફૈઝાબાદ જિલ્લાના ભિટૌરા ગામથી મળી આવેલા હર્શ અને

પશ્ચિમમાં સીરિયા સુધી, બીજાનો દક્ષિણમાં લંકા સુધી અને અને ત્રીજાનો પૂર્વમાં ચીન સુધી પ્રસર્યો હતો. મેગેસ્થિનિસે પહેલાના રાજ્યતંત્રનાં, ફાહ્યને બીજાના બંદોબસ્તનાં અને યવનચંગે ત્રીજાની વિદ્વત્તાનાં અત્યંત વખાણ કર્યાં છે. મૌર્યે વિશેષ ગૌરવ ગુરુથી પ્રાપ્ત કર્યું હતું; પરાક્રમાદિત્યે વિશેષ સિદ્ધિ શસ્ત્રથી મેળવી હતી; અને અનંગહર્ષે વિશેષ કીર્તિ કવિત્વથી જમાવી હતી. એ રાજ્યરસિક, શસ્ત્રરસિક અને સાહિત્યરસિક ચક્રવર્તીઓનું તારતમ્ય વિચારવાનું

---

**शलदत** કે **शलदत्य** નામાક્ષરના રૂપાના સિક્કાને ચક્રવર્તી હર્ષના સિક્કા કહે છે; જુઓ Journal of the Royal Asiatic Society, 1906. એ જડી આવેલા ૫૩૦ સિક્કાના ઢગમાં ૯ **प्रतपशल** નામાક્ષરના છે, તેને એ પ્રભાકરવર્ધન પ્રતાપશીલના ઠરાવે છે. પરંતુ આ **हर्श** મુદ્રાની ૧, **शलदत** કે **शलदत्य** મુદ્રાની ૨૮૪ અને **प्रतपशल** મુદ્રાની ૯ રૂપામ્હોરો ચક્રવર્તી હર્ષ અને તેના પિતાની જ છે તેની કશી ખાતરી નથી. સદરહુ સિક્કાઓ ભેગા ૩૨ કનોજના મૌખર રાજાઓના રૂપાના સિક્કા છે. તે પૈકી ૯ ઈશાનવર્માના, ૬ શર્વવર્માના અને ૧૭ અવંતિવર્માના છે. આ ૩૨ સિક્કાની તેમ જ પૂર્વોક્ત જ્હેમ પડતા ૨૯૪ સિક્કાની સવળી બાજુએ રાજાનું મુખારવિંદ ને સંવતનો અંક જોવામાં આવે છે; અને અવળી બાજુએ કળા કરતો મોર ને **विजितावनिरवनिपतिश्री** (નામ) **देवो जयति** એવો લેખ છે. પરંતુ હર્ષની મ્હોરમાં તો નંદિનું ચિહ્ન હતું એમ **हर्षचरित**-માં બાણભટ્ટ આપણને કહે છે. સ્થાણ્વીશ્વરના રાજાઓને કનોજના રાજાઓની મ્હોર અને લેખ સ્વીકારવાનું કંઇ દેખીતું કારણ છે નહિ. રાવબહાદુર ચિંતામણ વિનાયક વૈદ્ય તો આ ૨૯૪ સિક્કા કાશ્મીરના રાજા હર્ષ વિક્રમાદિત્ય અને તેના પુત્ર શીલાદિત્ય પ્રતાપશીલના સમજે છે; જુઓ Journal of the Bombay Branch of the Royal Asiatic Society XXIV. અહીં કહેવું જોઇયે, કે સદરહુ ઢગમાં કાશ્મીરના બીજા પ્રકાશાદિત્યના આઠ તાંબાના સિક્કા પણ છે. રાધાકુમુદ મુકરજી Rulers of Indiaમાં "Harsha" પ્રબંધમાં બન્નેને અનુસરી પ્રબંધના આરંભે એ સિક્કા હર્ષના સિક્કા તરીકે આપે છે.

ઐતિહાસકોને માટે રહેવા દેઈ અહીંથીતહીંથી એકઠી કરેલી ભાગીતૂટી હકીકતનો સંબંધ મેળવી હર્ષદેવની કારકિર્દીની કામચલાઉ કાચી નોંધ તૈયાર કરિયે.

શ્રીકંઠની ભુક્તિ

પુરાણ અને ઇતિહાસમાં સર્વોપરિ ખ્યાતિ ધરાવતા કુરુક્ષેત્રના મેદાનમાં સ્થાણ્વીશ્વર[1] કરીને શહેર હતું.° તેનો ઘેરાવો લગભગ ચાર માઇલ હતો. એની આસપાસ ચોરસ આકારનો મજબૂત કોટ હતો, જેની દરેક બાજુની લંબાઇ લગભગ એક માઇલ હતી. એ કોટમાં જંગી બાવન કોઠા હતા. પશ્ચિમ તરફ ગઢની ઊંચાઇ સાઠ ફૂટ હતી; પણ માંહ્યલા ભાગમાં તે ઘટી જઈ ચાળીસ ફૂટ જ જોવામાં આવતી હતી. શહેરની ઉત્તરમાં અર્ધો માઇલ ઉપર સ્થાણુ કિંવા મહેશ્વરનું દેવાલય હતું; તેનો મહિમા બહુ હતો. દક્ષિણમાં બ્રહ્મસર કે રામહ્રદને નામે એક વિશાળ લંબચોરસ સરોવર હતું. તે પૂર્વપશ્ચિમ ૩૫૩૬ ફૂટ લાંબૂં અને ઉત્તર દક્ષિણ ૧૯૦૦ ફૂટ પ્હોળૂં હતું. ત્યાં ગ્રહણ ઉપર અસંખ્યાત યાત્રાળુઓની ભીડ થતી હતી. સ્થાણ્વીશ્વર વિસ્તારમાં ઘણૂં ઊતરતૂં છતાં ઇસવી સનની સાતમી સદી દરમિયાન મોટાઇમાં મૌર્યો અને ગુપ્તોના પાયતખ્ત પાટલિપુત્રથી બહુ ચડિયાતૂં હતૂં; કેમકે તે ચક્રવર્તી હર્ષદેવના વિસ્તીર્ણ સામ્રાજ્યની રાજધાની હતૂં[2].

---

૧ મહાભારતમાં આ સ્થળનો સ્થાણુતીર્થ સંજ્ઞાથી નિર્દેશ કર્યો છે. હાલ થાનેશ્વર ગામ એક ટેકરા ઉપર છે. તેની પશ્ચિમે બીજા ટેકરા ઉપર ગઢ છે; તે પાયમાલ સ્થિતિમાં છે. ગામની પૂર્વમાં બાહરી નામે પરૂ ત્રીજા ટેકરા ઉપર છે. ત્રણ પુરાણા કૂવા સિવાય જૂના શહેરનાં ખંડેર ઊભાં રહેલાં કંઇ નજરે પડતાં નથી. સ્થાણ્વીશ્વર કિંવા થાનેશ્વર સંબંધી હકીકત Cunningham's Ancient Geography of Indiaમાંથી લીધી છે.

૨ યવનચંગના એહવાલમાં કાન્યકુબ્જને પ્રભાકરવર્ધન, રાજ્યવર્ધન અને હર્ષવર્ધનનૂં પાયતખ્ત કહ્યૂં છે; તે ભૂલ છે. વંશકર પુષ્પભૂતિના સમયથી શ્રીકંઠ દેશનૂં સ્થાણ્વીશ્વર હર્ષના પૂર્વજોની રાજધાની હતૂં, એમ બાણભટ્ટ

જે દેશની એ શહેર રાજધાની હતું, તે આ સમયમાં શ્રીકંઠના[1] નામથી ઓળખાતો હતો. એની ભોંય બહુ કસદાર અને ફળદ્રૂપ હતી. એમાં ખળીએ ખળીએ ગોવર્ધનપર્વત સરખા ઘઉં, ડાંગર વગેરે ધાન્યના ઢગલા પાકની મોસમમાં લાગી રહેતા હતા. રાજમાષ, મગ વગેરે કઠોળ પણ પુષ્કળ પાકતું હતું. દ્રાખ, દાડમ, નાળિયેર, ખજૂર વગેરે ફળવૃક્ષ પણ મબલક થતાં હતાં. વનમાંના નકામા જેવા ખાડાઓનાં મોટાં તળાવો બાંધી તેની પાળે ચારે કોર અર્જુન વૃક્ષો ઉછેરેલાં જોવામાં આવતાં હતાં. બૌદ્ધો અને જૈનોના કંઇક મિશ્રણ સાથે વસ્તીનો મોટો ભાગ બ્રાહ્મધર્મી હતો. તેનો લડાયક વર્ગ પ્રાચીન કાળથી અસાધારણ શૂરાતનને માટે પ્રસિદ્ધ હતો. લોકો સર્વ પ્રકારે સુખી હતા. આ દેશ ગુપ્તરાજ્યની છાયા નીચે હર્ષના પૂર્વજો ભોગવતા હતા.

---

સ્પષ્ટ જણાવે છે. પ્રભાકરવર્ધન મોતની અણી ઉપર હતો, ત્યારે યશોમતી રાણી સરસ્વતીને તીરે ચિતા ખડકાવી બળી મરે છે. જો કનોજ રાજધાની હોત, તો ગંગાજીને તીરે તેનો અગ્નિપ્રવેશ કહ્યો હોત. प्रभावकचरितના मानतुङ्गप्रबन्धમાં હર્ષને એકીવખતે 'કાન્યકુબ્જક્ષિતીશ' (શ્લો. ૧) અને 'વારાણસીનો રાજા' (શ્લો. ૫-૬) કહ્યો છે. તેનો મતલબ એટલી જ જણાય છે, કે કાન્યકુબ્જ અને વારાણસી હર્ષના સામ્રાજ્યનાં બે મોટાં શહેરો હતાં. બન્હેવી ગ્રહવર્માના મરણ પછી હર્ષે કનોજનું રાજ્ય ખાલસા કર્યું ન હતું. ત્યાં તો હર્ષની હયાતીમાં તેની વિધવા બહેન રાજ્યશ્રી રાજ્ય કરતી હતી. તેના મરણ પછી ભોગવર્મા, અને તેના પછી ભવભૂતિ તથા વાકપતિરાજનો આશ્રયદાતા યશોવર્મા ગાદીએ આવ્યા હતા. આ રીતે કનોજની પરંપરા અવિચ્છિન્ન રહી, એ રાજ્યનું અસ્તિત્વ જળવાઈ રહ્યું હતું. પોતે મુલાકાત લીધી ત્યારે હર્ષને કનોજમાં બહેનને કારભારમાં મદદ કરતો જોઈ યવનચંગે કદાચ ઉપર કહેલી ભૂલ કરી હશે.

૧ શ્રીકંઠદેશ એટલે સ્થાણ્વીશ્વરની આસપાસનો દેશ. श्रीकंठ એ स्थाणुનો પર્યાય છે. એને લગતી ઉપર આપેલી હકીકત हर्षचरितમાંથી લીધી છે.

દાનપત્રોમાં[૧] હર્ષના ચાર પૂર્વપુરૂષો ગણાવ્યા છે.° તેઓમાં આદિભૂત મહારાજા નરવર્ધન ઇસ્વી સનના છઠ્ઠા શતકના આરંભમાં થયો. આ સમય ભારે અશાંતિ અને આપત્તિનો હતો.° અર્ધી સદી થયાં વિદેશી હૂણોએ ઉત્તરાપથમાં ભયપ્રદ પગપેસારો કરવા માંડ્યો હતો. ગાંધાર દેશ તોરમાણ શાહને હાથ જવો (ઇ.સ. ૪૬૦[૨]), હૂણોએ શાકલમાં થાણું નાંખવૂ (ઇ.સ. ૪૬૫[૩]), ગુપ્ત મહારાજ્યના અધિષ્ઠાતા સ્કંદગુપ્ત વિક્રમાદિત્યની મધ્યહિંદના મેદાનમાં હાર થવી (ઇ.સ. ૪૭૫), ગુપ્તવંશની પૂર્વ માલવની° શાખાના બુધગુપ્ત-(ઇ.સ. ૪૮૪[૪])નૂં રાજ્ય ખૂટવૂં (ઇ.સ. ૪૯૮), અને વલભિપુરના સેનાપતિ ભટ્ટારકે માર ખાવો (ઇ.સ. ૫૦૦), એવાં એવાં અનેક સંકટો પાછલી બે વીશીમાં આર્યાવર્ત ઉપર ગુજરી ચૂક્યાં હતાં. સ્કંદગુપ્તની ગાદીએ આવનાર નરસિંહગુપ્ત બાલાદિત્યે (ઇ.સ. ૪૮૫-૫૩૦[૩]) આ પરચક્રના સામા થવા સંકલ્પ કર્યો. રખડતો થયેલો બુધગુપ્તનો પુત્ર ભાનુગુપ્ત[૪] પાટલિપુત્રના દરબારમાં પગનાં તળિયાં ઘસવી નાંખતો હતો, તે આથી ઉમંગમાં આવ્યો. વૈર વાળવા ટાંપી રહેલા અંગત શૂરા સરદારો સાથે તે તોરમાણ શાહ સામેની સવારીમાં સામેલ થયો. નરસિંહગુપ્ત મોટા લસ્કર સાથે પૂર્વમાંથી ચડી આવ્યો. તે જ કાળે પહેલેથી કરેલા સંકેત અનુસાર પશ્ચિમમાંથી સેનાપતિ ભટ્ટારકે પણ દબાણ કર્યૂં. પરંતુ હૂણ શાહ છેક ઢીલો ન હતો કે તેઓ બહુ ફાવી જાય. તોરમાણ લડાઇમાં હાર્યો (ઇ.સ. ૫૦૮[૫]); પરંતુ

---

૧ જુઓ ઇ.સ. ૫૨૮-૨૯નૂં બંસખેડનૂં અને ઇ.સ. ૬૩૦-૩૧નૂં મધુબનનૂં તામ્રપત્ર.

૨ જુઓ Smith's Early History of India. ૩ જુઓ Duff's Chronology of India. ૪ Duff's Chronology of Indiaમાં ગુપ્ત રાજાઓની વંશાવલી આપી છે, તેમાં ભાનુગુપ્તને બુધગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી કહ્યો છે. ૫ સ્મિથ ઇ સ. ૫૧૦ની સાલ આપે છે. પરંતુ ગુપ્ત સંવત ૧૯૧ના એરણના લેખમાં ભાનુગુપ્તને પૂર્વ માલવનો

પૂર્વ માલવનો બહુ થોડો ભાગ જીતનારના હાથમાં આવવા પામ્યો. એ ભાગ બહાદુર પિતરાઇ ભાનુગુપ્તને હવાલે કરી ગુપ્ત મંડળેશ્વર પાટલિપુત્ર પાછો ફર્યો. આ લડાઇથી એકબીજાનું બલાબલ બેઉ પક્ષના જાણમાં આવી ગયું; જેના પરિણામે સ્થાણ્વીશ્વર, કાન્યકુબ્જ વગેરે સીમાડાના માંડલિક રાજ્યો શાહના મરણપર્યંત જરા જંપવા પામ્યાં.°

તોરમાણ પછી તેનો દીકરો મિહિરકોલ° એની સત્તાનો તેમ જ સાહસિકતાનો વારસ થયો. તે ક્રૂરતા તથા ધર્માંધતામાં પિતાથી ચડિયાતો નીવડ્યો. તેણે ઉત્તર હદ ઉપરના કાશ્મીર દેશ પર ચડાઇ કરી અને તેના રાજાને નમ્યૂં આપવાની ફરજ પાડી (ઇ.સ.૫૧૭–૨૦[1]); દક્ષિણમાં આવેલો સિંધુદેશ જીતી લીધો[2], અને બે હજાર લડાયક હાથીની તથા અસંખ્ય ઘોડેસ્વારની ફોજથી આસપાસના રાજાઓને કચરી નાંખ્યા તથા તેમને નીચોવી લીધા. આ પરચક્રની ઘંટીના ગાળામાં સદ્‌ભાગ્ય કે નરવર્ધનની ન્હાનકડી ઠકરાત દળાઈ ન ગઈ. મોટાં રાજ્યે વિદેશીની ધૂંસરી ઉઠાવી, ત્યાં સ્થાણ્વીશ્વરનું શું કહેવું ? તુષારગિરિની[3] વસમી ખીણોથી હિંદુસ્તાનના નદીમય મેદાન સુધી અને કાશ્મીરનાં જંગમ હિમક્ષેત્રથી સહ્યાદ્રિ અને સાતપુડાનાં હળીમળી જતાં શિખરો સુધી હૂણ શાહની હાક વાગી રહી. એ જુલમથી બૌદ્ધોને બહુ બહુ દુઃખો વેઠવાં પડ્યાં. સંઘારામ સૂના પડ્યા; બૌદ્ધ સાધુઓ બારે મહિના રખડતા થયા; સ્તૂપો અપૂજ્ય રહ્યા; અને વસતીવાળા દેશ વેરાન બન્યા[5].

---

બલવાન રાજા કહ્યો છે અને બીજાની લડાઇ લડતો વર્ણવ્યો છે, તેથી ઇ. સ. ૫૧૦ પહેલાં તોરમાણ શાહ પાસેથી પૂર્વ માલવનો ચોકસ ભાગ એના હાથમાં આવ્યો હોવો જોઇએ. આ કારણથી અહીં ઇ. સ. ૫૦૮ની સાલ આપવામાં આવી છે.

૧ જુઓ Smith's Early History of India. ૨ જુઓ Duff's Chronology of India. ૩ હિંદુકુશ. ૪ Glacier. ૫ જુઓ Watters' Yuan Chwang.

પીલાતા પીડાતા માંડલિકોની પ્રાર્થનાથી અને આત્મરક્ષણની પ્રેરણાથી મગધ મહારાજ્યનો અધિપતિ નરસિંહગુપ્ત બાલાદિત્ય એક વાર ફરીને જાલિમ વિદેશીઓને શાસન કરવા મેદાન પડ્યો. બાપ-દાદાની ગાદી પાછી મેળવવા તલપી રહેલો શૂરો રાજા ભાનુગુપ્ત આગેવાન થયો. વલભિપુરનો ધ્રુવસેન, કાન્યકુબ્જનો આદિત્યવર્મા અને સ્થાણ્વીશ્વરનો નરવર્ધન આ મહાવિગ્રહમાં જોડાયા. વૈર અને દેશભક્તિની તીવ્ર લાગણીથી ઉશ્કેરાયલા એ એકત્ર રાષ્ટ્રીય મેળાવા સામે કોલ ટકી શક્યો નહિ. એકસંપી રાજાઓ આગળ વધ્યા, તેમ તે પાછો હટતો ગયો. દશપુર[1] આગળ છેવટે નરસિંહગુપ્તે તેને પકડી પાડ્યો. ભેટાભેટ થયેલાં સૈન્યો વચ્ચે દારુણ યુદ્ધ થયું. એ લડાઇમાં કોલે સખત હાર ખાધી ને તે જીવ લેઈને તેની ઉત્તરની રાજધાની તરફ નાઠો (ઇ. સ. ૫૨૮[2]). ત્યાં તેનો નાનો ભાઇ તેના થકો રાજ્ય કરતો હતો. એણે દુશ્મનના બળથી શેહ ખાઈ મોટા ભાઇને શાકલમાં સંઘર્યો નહિ.

પૂંઠે થયેલો ભાનુગુપ્ત કોલને પગલે પગલે શાકલ આવી પ્હોંચ્યો; અને તેણે તે અરણ્યદુર્ગ ઘેરી લીધો. અહીં તેને કાશ્મીર ભણી દુશ્મન નાસી ગયાની ખબર મળી. શિકારનો પીછો લેવો મૂકી દેઈ ભાનુગુપ્ત શાકલની ખંડણી લેઈ પાછો વળ્યો. ઝબરદસ્ત હૂણોની ખુવારી કરવામાં એણે આગળ પડતો ભાગ લીધો હતો તેથી એને પૂર્વ માલવનું રાજ્ય પાછૂં મળ્યૂં એટલૂં જ નહિ, પણ મહારાજાધિરાજ નરસિંહગુપ્ત બાલાદિત્યના દરબારમાં એનો લાગવગ° વધ્યો. પોતે મેળવેલી ફતેહથી ફૂલાઈ જઈ એણે ‘યશોધર્મા’ એવૂં અભિમાનસૂચક બિરુદ[3]

---

૧ યશોધર્માનો જયસ્તંભ મંદસોર(દશપુર)માં હોવાથી લડાઇ ત્યાં થઈ ધારી છે. ૨ જુઓ Smith's Early History of India.

૩ યશોધર્માનો એ લેખ મંદસોર (દશપુર)માંથી મળી આવ્યો છે. એ ઉત્તર હિંદુસ્તાનનો એક રાજા હતો. પણ તે કયા દેશનો, એ તેના ઉપલબ્ધ લેખમાંથી નિકળતૂં નથી Hoernle એમ માને છે કે યવનચંગ

ધારણ કર્યું, અને એવા નામથી અતિશયોક્તિ ભરેલી પ્રશસ્તિવાળો કીર્તિસ્તંભ દશપુરમાં ઊભો કર્યો.[૧]

નરસિંહગુપ્ત પછી કુમારગુપ્ત ગાદીએ આવ્યો. મગધ મહારાજ્યનો એ છેલ્લો રાજા હતો. એ મોટા રાજ્યનાં મૂળ ખવાઈ ગયાં હતાં. થડ ખોદાઈ ગયું હતું અને ડાળાંપાંખડાં ખરી પડ્યાં હતાં. ડડળી રહેલા ગઢની પેઠે તે આપોઆપ નાશ પામ્યું. એના વણછામાં પૂર્વે ઠીંગણું

હિંદુસ્તાનમાં પ્રવાસે આવ્યો તે પહેલાં સાઠેક વરસ ઉપર માલવમાં શીલાદિત્ય નામે રાજા રાજ્ય કરી ગયો હોવાનું એની પ્રવાસપત્રીમાં લખ્યું છે, તે જ આ યશોધર્મા. પરંતુ એ શીલાદિત્યનું ઉપનામ તો ધર્માદિત્ય હતું; જુઓ Smith's Early History of India, પૃષ્ઠ ૩૦૬. આથી પૂર્વે માલવના ભાનુગુપ્તને હું યશોધર્મા ધારૂં છું. એને પિતાના પરિભવનું વેર વાળવાનું હતું. મિહિરકોલ એને સોડમાં સાપરૂપ હતો. એ મગધના સમર્થ ગુપ્તકુળની શાખામાં જનમ્યો હતો. યશોધર્માનો સમય ભાનુગુપ્તના સમય સાથે બંધ બેસે છે. મંદસોરના લેખમાંની પ્રશંસાનો પડછો એરણના ગોપરાજના લેખમાં છે. એને આધારે એકતાની અટકળ કરી છે यशोधर्मन् વિશેષનામ છે, એમ ફ્લીટ સાહેબ માને છે. એમના એ મતના સમર્થનમાં તેઓ कृतधर्मन् क्षत्रधर्मन् क्षेमधर्मन् जयधर्मन् વગેરે જેને છેડે धर्म જોવામાં આવે છે એવાં નામો આપે છે. પણ મારૂં એમ સમજવું છે કે यशोधर्मन् માત્ર બિરુદ કિંવા ઉપનામ છે. ઇ.સ. ૫૩૩નો મંદસોરનો અભયકૂપનો લેખ એની ખાતરી આપે છે. એના આરંભમાં વિષ્ણુવર્ધન રાજાનો નિર્દેશ છે. એનું બીજું નામ યશોધર્મા છે. એ રાજાના વંશજો(successors)નો એક સેવક વણિક ષષ્ઠિદત્ત કહ્યો છે તેનો પુત્ર વરાહદાસ ને તેનો રવિકીર્તિ એને ભાનુગુપ્તા નામે પત્નીથી ત્રણ પુત્ર થયાઃ-ભગવદ્દોષ, અભયદત્ત અને કુંભદોષ. અભયદત્ત મહા સમર્થ અમાત્ય હતો. એની હકુમત નીચે વિંધ્ય અને પારિયાત્ર * વચ્ચેનો બધો એ મુલક હતો. એના મરણ પછી કુંભદોષનો પુત્ર ધર્મદોષ અમાત્ય

* વિંધ્યના જે ભાગમાંથી ચર્મણ્વતી અને વેત્રવતી નીકળે છે, તે પારિયાત્ર.

રહ્યાં હતાં તે વૃક્ષો હવે અવકાશ અને પ્રકાશ પામી ગુપ્તમહારાજ્યના ભૂતપૂર્વ વિશાળ ક્ષેત્રમાં જ્યાંત્યાં માથું ઊંચકવા લાગ્યાં. પંચનદમાં

---

થયો. તેણે ધણીના હિતમાં તત્પર રહી રાજચિહ્ન ધારણ કર્યાનું કહેવાય છે. એનો પુત્ર નિર્દોષ સ્વર્ગવાસી અભયદત્તના આત્માના કલ્યાણ અર્થે ઇ સ. ૫૩૩–૩૪માં અભયકૂપ બંધાવે છે. એ લેખનો અનુવાદ આપવામાં ફ્લીટ સાહેબની ત્રણ ચાર બાબતમાં ગેરસમજ થઈ જણાય છે. એઓ યશોધર્માને ઉપરી રાજા અને વિષ્ણુવર્ધનને તેનો તાબેદાર માંડલિક માને છે. પરંતુ अथ जयति जनेन्द्रः श्रीयशोधर्मनाना કહી आजौ जिती विजयते जगतीं पुनश्च श्रीविष्णुवर्धननराधिपतिः स एव । એમ અન્વાદેશથી જણાવવામાં આવ્યું છે; તેથી વિષ્ણુવર્ધન અને યશોધર્મા ભિન્ન નહિ પણ એક જ વ્યક્તિ છે એ સ્પષ્ટ છે. આગળ જતાં લખ્યું છે કે तस्य प्रभोर्वंशकृतां नृपाणां...भृत्यः...वरीयान् किल षष्टिदत्तः । આનો The servant of the King who founded the family of that lord was Shashttidatta એવો અર્થ કરી ફ્લીટ સાહેબે ગોટાળામાં વધારો કર્યો છે. ષષ્ટિદત્ત વિષ્ણુવર્ધનના વંશજોનો (वंशकृतां नृपाणाम्) નોકર હતો, પૂર્વજોનો નહિ. તે વણિક (नैगम) હતો, વેદપાઠી બ્રાહ્મણ ન હતો. તેનો પૌત્ર ભાનુગુપ્તાને પરણ્યો હતો, તે પણ વણિક બાઇ હોવી જોઇયે; અને ગુપ્તવંશની પૂર્વ માલવની શાખાના ભાનુગુપ્તની બહેન માનવાને સબળ કારણ નથી. રવિકીર્તિના પ્રપૌત્રનું નામ દક્ષ નહિ પણ નિર્દોષ આપવું જોઇયે. અભયકૂપ આ નિર્દોષે ઇ.સ. ૫૩૩માં બંધાવ્યો. તેના પહેલાં પાંચમી પેઢીએ એટલે પોણોસો સો વર્ષ ઉપર ષષ્ટિદત્ત થયો. તેની અને વિષ્ણુવર્ધન યશોધર્માની વચ્ચેના ગાળામાં ઓછામાં ઓછા ત્રણેક રાજાઓ થયા હોવા જોઇયે. તેમનો સમગ્ર રાજ્યકાળ પચાસ સાઠ વરસનો ગણતાં વિષ્ણુવર્ધન યશોધર્માને ઇ.સ. ૪૦૦ના અરસામાં મૂકવો પડે છે. નરસિંહગુપ્ત બાલાદિત્યના વખતનો યશોધર્મા ત્યારપછી સવાસો વરસે થયો છે. અર્થાત્ બે યશોધર્મા એક હોઈ શકે નહિ મિહિરકોલને હરાવનાર યશોધર્મા પાટલિપુત્રના ગુપ્ત મહામંડલેશ્વરોને ગુપ્તોના નાથ એટલે કે ગુપ્તકુળની જુદી જુદી શાખાઓના મુરબ્બી કહે છે. તેથી તે પોતે ગુપ્તકુળની

હૂણોનું રાજ્ય જામ્યું. સ્થાણ્વીશ્વર, કાન્યકુબ્જ, પદ્માવતી, પૂર્વ માલવ, અપર માલવ ને લાટ પણ સ્વતંત્ર થયાં. સિંધુદેશ ને સૌરાષ્ટ્ર વ્હેલાના છૂટા પડ્યા હતા. પૂર્વ ભારતમાં ગુપ્તોની એક અવાંતર શાખા પ્રગટી હતી. આગળ વધતાં અંગ, વંગ ને કામરૂપમાં પણ સ્વતંત્ર રાજાઓ રાજ્ય કરતા હતા.

આ મહત્ત્વના ફેરફારથી ભરતખંડના રાજારાણાઓનો નામનો એ આગેવાન ન રહ્યો અને રાષ્ટ્રીય એકસંપ પરવાર્યો. એને લીધે સ્થાણ્વીશ્વર અને કાન્યકુબ્જને વિદેશી પાડોશીઓ સાથે એકલાં લડવું પડ્યું. આત્મરક્ષણની લડાઇમાં પ્રથમ કાન્યકુબ્જ આગળ પડ્યું, અને સ્થાણ્વીશ્વર તેની પાંખમાં રહી લડ્યું. તે કાળે મૌખર કિંવા મૌખરિ વંશનો ઇશાનવર્મા કાન્યકુબ્જની ગાદીએ હતો. તેણે અયોધ્યા[1] પર્યંત દેશ જીતી લેઈ કાન્યકુબ્જના ન્હાના રાજ્યને પ્રથમ પંક્તિમાં આણ્યું હતું અને 'મહારાજાધિરાજ' પદવી[2] ધારણ કરી હતી. પૂર્વ તરફની અવાંતર ગુપ્ત શાખાના °કુમારગુપ્ત સાથે પણ તે લડાઇમાં ઊતર્યો હતો[3].° તેણે અને સ્થાણ્વીશ્વરના રાજ્યવર્ધને હૂણોને હરાવ્યા.[4]

---

અવાંતર શાખાનો છે એમ સમજિયે, તો ખોટું ન કહેવાય. મંદસોર તરફની એ ગુપ્તશાખા તે પૂર્વ માલવની જ; અને પૂર્વ માલવનો એ સમયનો શૂરો રાજા તે ભાનુગુપ્ત. આ રીતે ભાનુગુપ્તે જ યશોધર્મા ઉપનામથી જયસ્તંભ કરાવેલો હું માનું છું

૧ અયોધ્યા પ્રાંતના ફૈઝાબાદ જિલ્લાના ભિટૌરા ગામમાં બીજા સિક્કાઓ ભેગા ઈશાનવર્માના નવ રૂપાના સિક્કા મળી આવ્યા છે, તે ઉપરથી એનૂં રાજ્ય તે પ્રાંત પર્યંત પસર્યું હતૂં એવૂં અનુમાન કર્યું છે; જુઓ J. R. A. S., 1906, pp, 843-850, અને J.B. B.R.A.S.XXIV, 2, Harsha and his times. ૨ જુઓ Corp. Ins. Vol. III, p. 214, Asirgadh Seal Inscription. ૩ જુઓ Crop. Ins. Vol. III, p. 203, Aphsad Incription. ૪ જુઓ J. B. B. R. A. S. XXIV, 2. Harsha and his times.

ઈશાનવર્માનો પુત્ર શર્વવર્મા પિતા કરતાં પણ અધિક કીર્તિમાન થયો. એ બળવાન અને પરાક્રમી રાજા હતો. એણે બંગાળના શાહાબાદ જીલ્લા સૂધી મુલક સર કરી રાજ્યમાં નવો વધારો કર્યો[૧]. પૂર્વ ગુપ્તશાખાનો દામોદરગુપ્ત° એની સાથે અથડાટમાં આવી માર્યો ગયો[૨]. શૂરા શર્વવર્માએ હૂણો સામે લડત જારી રાખી અને રાજ્યવર્ધનનો પુત્ર આદિત્યવર્ધન તેમાં સામેલ રહ્યો. મદોન્મત્ત હાથીઓની સેનામાં ભંગાણ પાડી તેમણે અનેક સંગ્રામોમાં હૂણોને હરાવ્યા[૩]. સ્થાણ્વીશ્વરની રાજકન્યા અને કાન્યકુબ્જના યુવરાજના પાણિગ્રહણથી બે રાજ્યો વચ્ચેની જૂની મૈત્રિ કુંદનના રેણે રેવાઈ[૪].

### પ્રતાપી પ્રભાકરવર્ધન

આદિત્યવર્ધન પછી તેનો પુત્ર પ્રભાકરવર્ધન[૫] સ્થાણ્વીશ્વરનો રાજા થયો. તેના પિતા અને પિતામહની પેઠે તે સૂર્યપૂજક હતો. રાજ્યારૂઢ થતાં જ તેને વિદેશીઓ સાથે ભયંકર વિગ્રહમાં ગૂથાવું પડ્યું. આ વિદેશીઓ તે બાલ્હીક(બલ્ખ)થી ઊતરી આવેલા હૂણો અને ગુર્જરો હતા. વક્ષૂ (Oxus) નદી ઉપરનું પુરાણું ઉત્તર હૂણરાજ્ય ઇ.સ. ૫૬૫માં ઇરાનના બાદશાહ ખુશરૂ અનોશિરવાનની સહાયતાથી તુર્કોએ તારાજ કર્યું, તેથી હૂણો અને ગુર્જરોનાં ધાડાં તીડોનાં ટોળાં

---

૧ જુઓ J. R. A. S., 1906, pp. 843-850.　૨–૩ જુઓ Corp. Ins. Vol. III, p. 203, આદિત્યસેનનો Apshad Incription.　૪ જુઓ J. B. B. R. A. S. XXIV, 2, Harsha and his times.　૫ હર્ષના દાનપત્રોમાં પ્રભાકરવર્ધનની માનું નામ મહાસેનગુપ્તા આપ્યું છે. મહાસેનગુપ્તાના નામ ઉપરથી તે ગુપ્તવંશની રાજકુમારી હોવી જોઇયે. Prabhavatigupta Inscription એ સિદ્ધ કરે છે. એ દાન આપનારી પોતે ગુપ્તવંશની રાજકુમારી હતી એમ તેમાં લખ્યું છે એના પિતાનું નામ દેવગુપ્ત આપ્યું છે. માતાનું નામ કુબેરનાગા (? કુબેરનાગા) છે; તે પણ એમ બતાવે છે કે જેમ પ્રભાવતી ગુપ્તવંશની, તેમ કુબેરનાગા નાગવંશની રાજકુમારી હતી.

સરખાં ભરતખંડના ફળદ્રૂપ પ્રદેશ તરફ ફંટાયાં હતાં. પશ્ચિમ રાજ-સ્થાન અને પૂર્વ ગૂજરાત તેમણે કબજે કર્યા હતાં. મરુભૂમિ, અપર માલવ અને લાટમાં ગુર્જરોએ સત્તા જમાવી હતી. પંચનદ અને ગાંધારમાં હૂણની આણદાણ ફરતી હતી. એ હૂણોનો સમુદ્ર પ્રલય-કાળના વેગથી વધવાનું અને સર્વને ગળી જવાનું કરવા લાગ્યો. તેનું બળ તોડવાને પ્રભાકરવર્ધન આગેવાની કરી અભેદ્ય જંગમ ખડક તુલ્ય મેદાને પડ્યો. આદિત્યવર્ધનના સમયમાં હૂણો સામેના વિગ્રહમાં જેણે પૂર્વે બહાદુરી બતાવી હતી તે સિંહનાદ તેનો સેનાપતિ હતો. આ વખતે પાંચાલના સિંહાસને એની ફોઈનો દીકરો અવન્તિવર્મા હતો. તે પોતાના સમગ્ર સૈન્ય સાથે ભાઈને સત્વર[1] આવી મળ્યો. એમનો જબરો મારો ન ખમી પંચનદના હૂણો હરિણની પેઠે નાઠા. તેઓ શમી પીલુ અને કેરના દુર્ગમ જંગલમાં આવેલા શાકલના[2] કિલ્લામાં ભરાયા. પરંતુ કાંટાવાળા અરણ્યની આડ કુરુક્ષેત્ર અને પાંચાલ-ના શૂરા સુભટોને અટકાવી શકી નહિ; તેમ જ શાકલનું બચાવકામ હૂણોનું રક્ષણ પણ કરી શક્યું નહિ. ભારતવાસીઓના પર્વતતોડ ધસારા

---

૧ **मुद्राराक्षस**ના સમાપ્તિશ્લોકમાં અવન્તિવર્માએ હૂણોનું કાસલ કાઢ્યાનું લખ્યું છે; અને **हर्षचरित**માં પ્રભાકરવર્ધનને હૂણહરિણકેસરી કહ્યો છે. તે ઉપરથી એમ સંભવે છે, કે બંનેએ મળી દક્ષિણ હૂણરાજ્ય ઊંધું વાળ્યું. બેઉએ એક વખતે થયા હતા; સાખપડોશી હતા; સગા હતા; અને એક સરખી રીતે હૂણોની બલજોરીના જોખમમાં હતા; તેથી આમ માનવા-ને કારણ મળે છે. આને મળતો દાખલો નરસિંહગુપ્ત અને યશોધર્માનો છે. મિહિરકોલને હરાવવાનું માન યવનચંગ નરસિંહગુપ્ત બાલાદિત્યને આપે છે. મંદસોરના જયસ્તંભના લેખમાં યશોધર્મા એ માનનો દાવો કરે છે એ ઉપરથી બેએ મળીને હૂણ શાહને હરાવ્યો હશે, એવો નિર્ણય ઐતિહાસિકો બાંધે છે.

૨ **महाभारत**માં કહેલા મદ્ર દેશની રાજધાની જે **शाकल**, તે શહેર હાલના શિયાલકોટ પાસે આવ્યું હતું અયક નામે ન્હાની નદી જે ઈશાન દિશામાં જમ્મુના ડુંગરોમાંથી નીકળી શિયાલકોટ પાસે થઈ આગળ જતાં

સામે ટક્કર લેવા અસમર્થ હૂણો દોદશ જેમ નસાય તેમ નાઠા. પ્રભાકરવર્ધન અને અવન્તિવર્માએ ગઢ સર કરી જુલમી લૂટારાઓનું એ આશ્રયસ્થાન ઉદ્ધસ્ત કર્યું.° પાછળથી શ્રીકંઠપતિએ ગાંધાર, સિન્ધુદેશ, મરુભૂમિ, અપર માલવ અને લાટના રાજાઓને એક પછી એક હરાવ્યા°. આ તેના પરાક્રમશાળી પ્રતાપને લીધે તે પ્રતાપશીલ બિરુદથી ઓળખાયો. જાલંધર, ટક્ક, કાશ્મીર, સુવાસ્તુ વગેરે મુલકના વધારાથી સ્થાણ્વીશ્વર એક ન્હાની ઠકરાત મટી મોટું રાજ્ય થઈ પડ્યું. હવે પ્રભાકરવર્ધને મહારાજાધિરાજની પદવિ ધારણ કરી.°

## સંતતિ

આ અભ્યુદયના વર્ષમાં યશોમતી° રાણીએ કુંવરને જન્મ આપ્યો (ઇ.સ. ૫૮૨). રાજ્યવૃદ્ધિની યાદગીરીમાં તેનું નામ રાજ્યવર્ધન રાખવામાં આવ્યું. તે પછી ચાર વરસે સર્વને હર્ષ ઉપજાવનારો બીજો કુંવર જનમ્યો (ઇ.સ. ૫૮૬). એ જ શ્રીમાન હર્ષવર્ધન કિંવા હર્ષ. તે બે વર્ષનો અને તેનો મોટો ભાઇ છ વર્ષનો થયો, ત્યારે એક કુંવરી જનમી. લાડકોડની એ કુંવરીનું નામ રાજ્યશ્રી રાખવામાં આવ્યું (ઇ.સ. ૫૮૮).[1]

---

બિયાસને મળે છે, તે મહાભારતની અપગા નદી સમજવી. ૨ જુઓ हर्षचरितમાંનો નીચેનો ફકરો:-हूणहरिकेसरी सिन्धुराजज्वरो गुर्जरप्रजागरो गान्धाराधिपगन्धद्विपकूटपाकलो लाटपाटवपाटच्चरो मालवलक्ष्मीलतापरशुः प्रतापशील इति प्रथितापरनामा प्रभाकरवर्धनो नाम राजाधिराजः।°

૧ Duff's Chronology of Indiaમાં અવન્તિવર્મા પછી તેનો પુત્ર ગ્રહવર્મા ઇ સ. ૬૦૦માં ગાદીએ હોવાનું લખ્યું છે. તે પહેલાં બે ત્રણ વરસ ઉપર તે રાજ્યારૂઢ થયો હોય, તો તેનો રાજ્યારંભ ઇ.સ. ૫૯૭-૯૮ માં થયો લેખાય. પિતાના મરણના શોક પછી ઇ.સ. ૬૦૨માં તે રાજ્યશ્રીને પરણ્યો હોવો જોઇયે. તે સમયે રાજકુમારી ચૌદ વરસની માનતાં એનું જન્મવર્ષ ઇ. સ.૫૮૮, હર્ષવર્ધનનું ઇ. સ. ૫૮૬, અને રાજ્ય-

કુંવરો છૂટા બાળખેલ ખેલતા થયા, ત્યારે તેમના મામાએ ભંડિ° નામે એકના એક પુત્રને તેમની સેવામાં મૂક્યો. એની ઉમ્મર તે વખતે આશરે આઠેક વરસની હતી. એ રાજ્યવર્ધનથી આશરે એક અને હર્ષવર્ધનથી પાંચ વરસે મોટો હતો. એની સાથે કુંવરોને ગાઢો સ્નેહ બંધાયો. ત્રણે ભાઇઓ જ્યારે વિદ્યા ભણી ઊતર્યા (ઇ.સ. ૫૯૯], ત્યારે પ્રભાકરવર્ધને કુમારગુપ્ત અને માધવગુપ્ત નામે બે રાજકુમારોનો તેમને પરિચય કરાવ્યો[૧]. એમાં મોટો કુમારગુપ્ત તે વખતે અઢાર વરસનો હતો. એઓ પૂર્વે માલવના રાજાના કુંવરો હતા. એમના પ્રપિતામહ ભાનુગુપ્તના સમયથી શ્રીકંઠ અને પૂર્વ માલવના રાજ-કુટુંબમાં મૈત્રીદાવો ચાલ્યો આવતો હતો. જુવાન રાજકુમારો પણ એકબીજાને બહુ ચ્હાવા લાગ્યા.

રાજ્યવર્ધન ઉમ્મર લાયક થયો હોવાથી પિતાએ તેને રાજકાર-ભારમાં જોડવાનો સંકલ્પ કર્યો. સુશીલ રાજકુમારે અવલોકિતેશ્વરની દૈવી પ્રેરણાથી બહુ માન પુરઃસર પિતાની ઇચ્છા માથે ચઢાવી (ઇ.સ. ૫૯૯). સર્વ રાજકાજ ઉપાડી લઇ યુવરાજે રાજાના શિરનો ભાર હળવો કર્યો. તેણે પોતાના સદ્‌ગુણોથી અને સારા કારભારથી પ્રજા·

---

વર્ધનનું ઇ. સ. ૫૮૨ આવે છે. અહીં કહેવું જોઇએ કે વિવાહસમયે રાજ્યશ્રી વેષમાં આવી ચૂકી હતી; જુઓ हर्षचरित । उच्छ्वास ४ ।. રાજ્યવર્ધન ઇ. સ. ૬૦૬ માં બામિયનના હૂણો સામે ચડ્યો, ત્યારે તેનો ન્હાનો ભાઇ તુષારગિરિ સૂધી સાથે હતો. સબબ એ વખતે હર્ષની ઉમ્મર આશરે વીસ વર્ષની હોવી જોઇએ. એ વાત ધ્યાનમાં લેતાં પણ ઉપલી અટકળને પુષ્ટિ મળે છે. મધ્ય હૂણરાજ્ય સામેના વિગ્રહ વખતે સ્મિથ સાહેબ હર્ષને ચૌદ પંદર વરસનો લેખે છે, એ હીસાબે રાજ્યવર્ધન સત્તર અઢાર વરસનો જ ઠરે. એટલી નાની ઉમ્મરે પિતા તેને અતિ વિકટ વિગ્રહમાં મોકલે, એ સંભવિત લાગતું નથી.

૧ જુઓ हर्षचरित । उच्छ्वास ४ ।. રાજ્યકુંવરોની વિદ્યાર્થી-અવસ્થા સોળ વર્ષે પૂરી થતી હતી.

જનની પણ પ્રીતિ સંપાદન કરી.[૧]

કુંવરી રાજ્યશ્રી હવે વિવાહયોગ્ય વયની થઈ. એને ક્યાં પરણાવવી તેનો વિચાર કરતાં, દક્ષિણ હૂણરાજ્ય સામેના પ્રાણાંત વિગ્રહનો સાથી જે અવંતિવર્મા, તેનો જ્યેષ્ઠ પુત્ર ગ્રહવર્મા પ્રભાકરવર્ધનને સાંભરી આવ્યો. તે નવો રાજા છતાં તેના ગુણો એવા હતા કે તેનામાં હરકોઇની નજર ઠરે. આથી 'ફોઈ પછવાડે ભત્રીજી'ના શિરસ્તે શ્રીકંઠપતિએ કુંવરી પાંચાલપતિને પરણાવી (ઇ.સ. ૬૦૨).

### પરાક્રમી રાજ્યવર્ધન

યુવરાજના હાથમાં રાજ્યની લગામ જોઈ તાબેદારીની ધૂંસરી કાંધેથી કાઢી નાંખવા દેવપુત્ર વગેરે રાજાઓએ ઇ.સ. ૬૦૩માં ભારે ખળભળાટ મચાવ્યો. એ અંતઃકોપ શમાવવા પોતે ન ચડતાં પ્રભાકરવર્ધને પાટવીકુંવરને અગ્રેસર કરી મોકલ્યો. આ એની સ્વતંત્ર રણસંગ્રામમાં પહેલી કસોટી હતી. એની બહાદુરી અને હોશિયારીની પરીક્ષા જોવા ખાતર જ રાજાએ એને યુદ્ધના અખાડામાં ઉતાર્યો હતો. પ્રતાપી પિતાના પરાક્રમી પુત્રે દુશ્મનોને સખત હાર ખવરાવી એટલું જ નહિ, પણ જીવતા પકડી તેમને રાજાની હજુરમાં ખડા કર્યા. મંડળેશ્વરે માફી બક્ષી તેમને પોતપોતાનું રાજ્ય પાછું આપ્યું. પ્રચંડ મુદ્દ્ગરના પ્રહારથી ચપટ બેસી ગયેલા લોહશંકુની પેઠે તેઓએ

---

૧ હર્ષનાં દાનપત્રોમાં શત્રુભૂત હૂણોના ઉન્મૂલન ઉપરાંત રાજ્યવર્ધને દેવગુપ્ત આદિ રાજાઓને યુદ્ધમાં હરાવી કેદ પકડ્યાનું અને પ્રજાની પ્રીતિ મેળવ્યાનું લખ્યું છે, તે પિતાના મરણ પછીનો ટૂંકો નહિ પણ તે પહેલાંથી શરૂ થતો કંઇક લાંબો અમલ સૂચવે છે; આ ઉપરથી અહીં રાજ્યવર્ધનના યૌવરાજ્યનો નિર્દેશ કર્યો છે. વળી રાજ્યાભિષેકને અંગે યવનચંગે અવલોકિતેશ્વરનો જે પ્રસંગ આપ્યો છે, તે પરમ માહેશ્વર હર્ષને લાગુ ન હોવાથી સંભાવ્યતાની દૃષ્ટિએ તેનો સંબંધ પણ સૌગત રાજ્યવર્ધનના યૌવરાજ્યાભિષેક સાથે યોજ્યો છે.

ત્યારપછી ફરીને એના વખતમાં માથું ઊંચકાવ્યું નહિ.[1]

એવામાં ભરતખંડના જૂના કટ્ટા દુશ્મન હૂણ પાછા ત્રાસ આપવા લાગ્યાં. બ્રહ્મવનઘાટના મસાણમાંથી જાગેલું એ ભૂતાવળ કપિશ,[2] ગાંધાર,[3] ટક્ક[4] વગેરે ધૂણાવવા લાગ્યું. તેના સામે મહારાજાએ દેવગુપ્ત વગેરે રાજાઓને હરાવી કેદ કરનાર શૂરા કુમાર રાજ્યવર્ધનને મોટી સેના અને અનેક સામંતો સાથે મોકલ્યો. તેણે જાલંધર અને કાશ્મીરનાં ખંડિયાં રાજ્યોમાં થઈ વરાહમૂળને રસ્તે થઈ સુવાસ્તુનો[5] મહાવનપર્વત ઝપાટાબંધ પસાર કર્યો. અહીં વળાવવા આવેલા ન્હાના ભાઇને પરાણે રોકી મોટો ભાઇ તુષારગિરિની[6] પ્રચંડ

---

૧ જુઓ હર્ષનાં દાનપત્ર–राजानो युधि दुष्टवाजिन इव श्रीदेवगुप्तादयः कृत्वा येन कशाप्रहारविमुखाः सर्वे समं संयताः ।. વિદ્વાનોનું એમ માનવું છે, કે જે માલવરાજને હાથે અહવમાં માર્યો ગયો તે આ દેવગુપ્ત. પરંતુ हर्षचरितने આધારે આગળ કહેવામાં આવશે તે મુજબ ખુની માલવરાજ તો રાજ્યવર્ધનને હાથે જીવ ખુએ છે. એ જ જો દેવગુપ્ત હોય, તો દાનપત્રોમાં તેને કેદાકર્યો નહિ પણ કાપી નાંખ્યો લખે. હું તો એમ ધારૂં છું કે हर्षचरितમાં બાણ કવિએ यश्चान्तर्गतापरिमितरिपुशल्यशङ्कुकीलितामिव निश्चलामुवाह राजलक्ष्मीम् । એ વાક્યમાં જે અંતર્ગત શત્રુઓ કહ્યા છે તે જ રાજાઓનો દાનપત્રોમાં નિર્દેશ છે. દેવગુપ્ત અને તેના મળતિયા ક્યાંના, તે જાણવામાં નથી. લાટ, માલવ, ગુર્જર અને સિંધુ દેશના કદાચ તેઓ હોય; કેમકે જાથુ સ્થાણ્વીશ્વરનો દ્રોહ કરનાર આ ચાર છે. ૨ કાફરિસ્તાન. ૩ પેશાવરની આસપાસનો મુલક. ૪ પંજાબ. ૫ સ્વાટ. ૬ રાજ્યવર્ધન તુષારગિરિ ઓળંગી ઉત્તર તરફ હૂણોને જીતવા ગયાનું हर्षचरितમાં લખ્યું છે. સામાન્ય રીતે तुषारगिरि શબ્દથી હિમાલયની હાર સમજાય છે. પરંતુ हर्षचरितમાં तुषारगिरिનો અને હિમાલયનો ગર્ભિત વિવેક કર્યો છે. हूसीय एवान्तरं तुषारगिरिगन्धमादनयोरुत्साहिनः, किष्कुस्तुरुष्कविषयः, प्रादेशः पारसीकदेशः, शशपदं शकस्थानम् ।. 'વીર

હાર ઓળંગી ઉત્તર તરફ દુશ્મન સામે ધસ્યો. સવારી બહુ વસમી અને જોખમ ભરેલી હતી.° ઊંચા ઊંચા ખડક અને ઊંડી ઊંડી ખોથી કુદરતી રીતે જ બ્રહ્મવનદેશ દુર્ગમ હતો. એ પહાડી મુલકમાં બારે માસ વરસાદ બરફ અને પવનનાં ભારે તોફાન થતાં અને રસ્તા બંધ થઈ જતા. ભર ઊન્હાળાની મોસમમાં પણ કડકડતી ટાઢ પડતી હતી. બામિયન શહેર ડુંગર ઉપર વસ્યું હતું. લોક ગુફાઓમાં ઘર કરીને રહેતા હતા.° ખીણમાં સુર્ખાબનદીના મૂળનો એક ફાંટો ખળખળાટ કરતો વહેતો હતો. એ ખીણ સમુદ્રની સપાટીથી ૮૫૦૦ ફુટ ઊંચી છે. એમાંના ડુંગરો અઢીથી સાડા ત્રણ હજાર ફુટ ઊભા વધેલા

---

પુરુષને તુષારગિરિ અને ગંધમાદનનું અંતર સ્વલ્પમાત્ર છે', એટલે કે સામાન્ય માણસને મન તે અંતર ઘણું મોટું છે. આવી રીતે ગંધમાદનથી બહુ છેટે આવેલો તુષારગિરિ તે કયો? હિમાલયના એક ભાગ તરીકે ગંધમાદન પર્વત જાણીતો છે. બાણ ભટ્ટની कादम्बरीમાં તારાપીડના રાજ્યના વિસ્તારની ચારે દિશામાં મર્યાદા બતાવી છે, ત્યાં ઉત્તરની હદ ગંધમાદનથી આંકી છે અને તેને બદરિકાશ્રમ વડે રમણીય બનેલો કહ્યો છે; જુઓ कादं । पृ. ५५ । पं. १–४ । नरनारायणचरणमुद्राङ्कितबदरिकाश्रमरमणीयात् कुबेरपुरसुन्दरीभूषणरवमुखरितशिखरात् सप्तर्षिसंध्योपासनापूतप्रस्रवणाम्भसो वृकोदरोद्दलितसौगन्धिकषण्डसुगन्धिमण्डलादा गन्धमादनात्। આથી હિમાલયની હારનો કેદારનાથ આગળનો ભાગ તે જ ગંધમાદન પર્વત ઠરે છે. એની અને હિમાલયની વચ્ચેનું છેટું કહેવું, તે તો શરીર અને તેના એકાદ અવયવ વચ્ચેનું છેટું કહેવા બરાબર છે. અર્થાત્ ઉપરના ह. च.ના ઊતારામાં તુષારગિરિ તે હિમાલય નહિ, પણ બીજો કોઇ પર્વત હોવો જોઇયે. હવે યવનચંગના પ્રવાસની હકીકત ઉપરથી જાણિયે છિયે કે હાલનો હિંદુકુશ પર્વત એ પ્રવાસીના સમયમાં તુષારગિરિ કહેવાતો હતો; જુઓ Watters' Yuan Chwang. આ પ્રદેશમાં વિહાર કરનારા બૌદ્ધ સાધુઓ એનો તુષારગિરિના નામથી નિર્દેશ કરે છે°. આથી હું એવા નિશ્ચય ઉપર આવું છું, કે હિંદુકુશની પેલી પાર બામિયનના ડુંગરો

જોવામાં આવે છે.[૧] આવા અગમ્ય પ્રદેશમાં લૂટારૂઓ ઉત્તર અને દક્ષિણ રાજ્ય તૂટ્યા પછી એમનો મધપૂડો બાંધી નિશ્ચિતપણે વસતા હતા. તેમને સ્વપ્નમાં એ ખ્યાલ ન હતો કે તેમનો દામ ફેડવા કપિશનો વિકટ ડુંગરી મૂલક વીંધી રાજ્યવર્ધન ધસ્યો આવે છે. એના અણધાર્યા હુમલાથી હૂણો ગભરાઈ ગયા. નાકાં ને મોરચાઓ દુશ્મનના હાથમાં હોવાથી નાસવા જતાં તેઓ ઊલટા અખડાઈ પડ્યા ને કપાઈ મુઆ. રોષે ચડેલા યુવરાજે હૂણોનો ખોડો કાઢી નાંખ્યો. એ રીતે મધ્ય હૂણરાજ્યનો પણ અંત આવ્યો (ઇ.સ. ૬૦૬)[૨].

---

ઉપર જ રાજ્યવર્ધન સવારી લેઈ ગયો હોવો જોઇયે. ઉપરના ઉતારામાં જે જે મુલકો ગણાવ્યા છે, તે હિંદુકુશની પારના છે. એમને હિમાલય સાથે કંઇ પણ સંબંધ નથી કે જેથી તુષારગિરિ શબ્દે હિમાલય લેઈ શકાય. વળી હૂણોનાં ત્રણ રાજ્ય પૈકી ઉત્તરનું ઇ. સ. ૫૬૫માં અને દક્ષિણનું ઇ. સ. ૫૮૦માં નાશ પામ્યું હતું. તે પછી હયાતી ધરાવનારૂં એકલૂં મધ્ય હૂણરાજ્ય જ હતું. આથી રાજ્યવર્ધનની ચડાઇ તેના ઉપર જ હોવી જોઈયે; અને એ રાજ્ય હિંદુકુશની પેલી પારના ડુંગરી મુલકનું, જેનું મુખ્ય શહેર બામિયન હતું. એ હકીકત પણ ઉપલા નિશ્ચયનું સમર્થન કરે છે.

૧ જુઓ Watters' Yuan Chwang; અને Enc. Brit.

૨ હર્ષનાં દાનપત્રોમાં उत्खाय द्विषतो विजित्य वसुधां कृत्वा प्रजानां प्रियम् એ જે પંક્તિ છે, તે આ પરાક્રમને અનુલક્ષીને હોય એમ લાગે છે. વળી હર્ષ જેવો સ્થાણ્વીશ્વર આવે છે, તેવો જ મોટા ભાઇને સાંઢણી પર ખેપિયા દ્વારા પિતાની ભયંકર માંદગીના સમાચાર મોકલાવે છે. તે મળ્યાથી રાજ્યવર્ધન એકદમ નીકળે છે; તે પિતાની પાક્ષિક ક્રિયા પછી સ્થાણ્વીશ્વર આવી પ્હોચે છે. અહીં તેને બન્હેવીના ખૂનની ખબર મળે છે. એટલે તે શત્રુ ઉપર ચડી જાય છે. યુદ્ધમાં માલવરાજ માર્યો જાય છે ને રાજ્યવર્ધનની જીત થાય છે. તે વખતે શશાંક દગો રમી તેનું ખૂન કરે છે. મોટા ભાઇના મરણથી હર્ષ સ્થાણ્વીશ્વરની ગાદીએ આવે છે. આ બનાવો જે ઝડપથી બને છે, તે ધ્યાનમાં લેતાં તેમને માટે આશરે

આપત્તિ ઉપર આપત્તિ

મોટો ભાઇ સિધાવ્યા પછી હર્ષ તુષારગિરિની આ પાસેનાં પુરાણાં જંગલોમાં શિકાર કરવા થોભ્યો.[1] શૂરા રાજવંશીઓ રણમાં શત્રુના અને અરણ્યમાં શ્વાપદના શિકારમાં આનંદ માને છે. મૃગયાના કોલાહલથી તે જંગલને કંપાવી મૂકતો હતો; તેવામાં તેને એક દિવસ પિતુશ્રીના ભયંકર મંદવાડના મહા ઉદ્વેગકારક સમાચાર મળ્યા. તેથી તે પાણી એ પીવા ન રહી છડી સવારીએ નીકળ્યો. લાગલાગટ મુસાફરી કરી ત્રણ દિવસના કડાકાએ તે સ્થાણ્વીશ્વર પ્હોંચ્યો. અહીં પ્રભાકરવર્ધન મોતની પથારીએ પડ્યો હતો. હર્ષ એટલો ભાગ્યશાળી કે એને માતાપિતાનો મેળાપ થવા પામ્યો. એના આવ્યા પછી મંદવાડ વધી જતાં સતીશિરોમણી યશોમતી જીવતી બળી મુઈ. ત્યાર પછી સ્વલ્પ સમયમાં પ્રભાકરવર્ધને પણ દેહ છોડયો. એકીવખતે માતાપિતાની શીતળ અને હૂંફાળી છાયા ખોઈ બેસનાર હર્ષે બહુ બહુ કલપાંત કર્યું[2].

---

એક મહિનાનો ગાળો બસ જણાય છે. હર્ષના રાજ્યનો આરંભ પુરાવૃત્તવિદ્ ઇ. સ. ૬૦૬ના ઑક્ટોબરમાં મૂકે છે; જુઓ Ind. Ant. XXVI, 32, અને Duffs Cron. Ind. એ હીસાબે હૂણો ઉપર રાજ્યવર્ધનની સવારી ઇ. સ. ૬૦૦ના બીજા ચરણમાં થવી જોઇયે. સ્મિથ અને ડફ તેની સાલ ઇ. સ. ૬૦૫ આપે છે, તે બરાબર નથી.

૧ જુઓ ह. च. । ५ । तुषारशैलोपकण्ठवनेषु . . . क्रीडन् मृगयां. . . बहिरेव व्यलम्बत ।. વાંચનાર જોશે, કે અહીં तुशारशैलને ભરતખંડની બહાર કહ્યો છે. અહીંથી પાછાં વળતાં હર્ષને જૈન દિગંબર સાધુ સામો મળે છે. તેથી આ ભાગમાં દિગંબર જૈનોની વસતી હશે એમ સમજાય છે. જુઓ ह. च. ।५। कज्जलमय इव बहुदिवससमुपचितबहलमलपटलमलिनिततनुरभिमुखमाजगाम शिखिपिच्छलाञ्छनो नग्नाटकः ।

૨ જુઓ ह. च. ।५।.

સ્થાણ્વીશ્વર આવ્યાને બીજે જ દહાડે પરોડિયે ઘડિયાજોજણુ ઊંટના ટપ્પાથી હર્ષે મોટા ભાઇને પિતાના આખર મંદવાડના સમાચાર મોકલાવ્યા હતા[1]. તે મળતાં વિજયનો લાભ લેવા ન રહી રાજ્યવર્ધન એકાએક પાછો ફર્યો. પંથ એટલો લાંબો હતો, કે તે ઉત્તરક્રિયા થઈ રહેતાં માણમાણુ આવી પ્હોચ્યો. અહીં માતાના અચિંતિત અગ્નિપ્રવેશથી ને પિતાના પૂર્વાશંકિત મરણથી તેના હૃદયને બેવડો આઘાત થયો. તીવ્ર વૈરાગ્યની ત્યાગવૃત્તિમાં તે રાજપાટ ન્હાના ભાઇને સોંપી રક્તપટ ગ્રહણ કરતો હતો, તેટલામાં કનોજથી શ્વાસભર્યો હલકારો આવ્યો. તેણે ત્રાહિ ત્રાહિ સાથે મહારાજા ગૃહવર્માનું અપર માલવના રાજાએ ખુન કર્યાના અને દેવી રાજ્યશ્રીને બેડી જડી કેદમાં નાંખ્યાના દારુણ સમાચાર નિવેદન કર્યા. તે જ ક્ષણે માત્ર દસ હજાર ઘોડા સાથે કુમારગુપ્તને[2] અને ભંડિને લેઈ રાજ્યવર્ધન બન્હેવીનું વેર લેવાને અને બહેનની વ્હાર કરવાને ધાયો.[3]

આ વખતે કનોજમાં માલવરાજની° આગેવાની નીચે લાટ અપર માલવ અને ગુર્જરનાં લશ્કરો એકઠાં થયાં હતાં. એ ત્રણ રાજ્યો અત્યારસૂધી દબાયાં ચંપાયાં શ્રીકંઠને નમ્યૂં આપતાં હતાં. પણ તેમના હૃદયમાં પ્રભાકરવર્ધને કરેલો પરાભવ સાલ્યા કરતો હતો.

---

૧ જુઓ. ह. च. । ५ । त्वरमाणो भ्रातुरागमनार्थमुपर्युपरि शीघ्रपातिनो दीर्घाध्वगान् प्रजविनश्चोष्ट्रपालान् प्राहिणोत् ।. આ વચનથી, મોટાભાઈની ગેરહાજરીમાં રાજા થઈ બેસવા હર્ષે ખટપટ કર્યાની વાત યવનચંગ લખે છે તે ખોટી પડે છે. ઐતિહાસિક સ્મિથે તે સ્વીકારી ન હોત, તો અહીં હું તેની નોંધ પણ લેવી દુરસ્ત ધારત નહિ. ૨ માલવરાજના પુત્રો કુમારગુપ્ત અને માધવગુપ્ત રાજ્યવર્ધન ને હર્ષવર્ધનના બાળપણના સાથી હતા. તે પૈકી हर्षचरितમાં પાછળથી એકલાં માધવગુપ્તનું જ નામ વાંચવામાં આવે છે. તેથી સમજાય છે કે કુમારગુપ્ત રાજ્યવર્ધનની સાથે ગયો હશે અને શશાંકને ત્યાં દગાથી માર્યો ગયો હશે. ૩ જુઓ हर्षचरित । ६ ।

આથી, જ્યારે અપર માલવના કિન્નાખોર રાજાએ પ્રબળ વૈરી પ્રતાપશીલને મંદવાડની મરણપથારીએ પડયાની, શૂરો રાજ્યવર્ધન લાવલશ્કર સાથે તુષારગિરિની પેલી પાર ગયાની અને ક્રીડાકૌતુકી હર્ષવર્ધન સુવાસ્તુમાં મૃગયાવિહારના નાદે ચઢ્યાની ખબર છૂપા જાસુસથી જાણી, ત્યારે તેણે એ છિદ્રનો લાભ લેઈ શ્રીકંઠ અને કનોજ જીતી લેવાનો મનસૂબો કર્યો. પ્રપંચી માલવરાજે પડોશના લાટ અને ગુર્જરને પણ જૂનું વેર યાદ દેવરાવી ઉશ્કેર્યો. એ વિગ્રહમાં કર્ણસુવર્ણનો શશાંક પણ જોડાયો.° એ મહા ધર્માન્ધ શૈવ હતો.[1] બુદ્ધગયામાં પુરાણું મહાબોધિ વૃક્ષ હતું, તેનાં મૂળમાં દેવતા મૂકી એણે તેનો નાશ કર્યો હતો. પાટલિપુત્રમાં બુદ્ધ ભગવાનનાં પગલાં હતાં, તેની શિલા ઊંચકી એણે ગંગાના ઊંડા જળમાં ફેંકી દીધી હતી. મગધમાં અનેક સંઘારામો હતા, તે જમીનદોસ્ત કરી એણે બૌદ્ધ ભિક્ષુઓને રખડતા કર્યા હતા[2].° ધર્મદ્વેષ સંતોખવાના હેતુથી એ કાન્યકુબ્જ ઉપરની ચડાઇમાં સામેલ થયો. ત્યાં ગંગાના કિનારે અવલોકિતેશ્વર ભગવાનની એક અતિ ભવ્ય મૂર્તિ હતી[3]. શ્રદ્ધાળુ બૌદ્ધોમાં તેની બહુ ખ્યાતિ હતી. તેને તે ભ્રષ્ટનષ્ટ કરવા ઇચ્છતો હતો. ચારે રાજ્ય સંતલશ કરી એકીવખતે કનોજ ઉપર અણચિંત્યાં ચડી આવ્યાં. આ ચારગણા લશ્કર સામે ટક્કર લેવા હામ બીડી ગ્રહવર્મા સજ્જ થયો. તેણે કોટ ઉપર વજીરીએ વજીરીએ અને કોઠે કોઠે સૈનિકો ગોઠવી દીધા. કનોજની પૂર્વ બાજુએ ગંગા નદી શહેરને ઘસડાઈને વહેતી હતી; એટલે એ તરફથી તો દુશ્મનનો ભય જ ન હતો. બાજુઓએ નદી જેવી જ ઊંડી ખાઇ હતી. ઉપરાંત શહે-

---

૧ રોહિતાસ ગઢ (ડ. અ. ૨૪–૩૭, પૃ. રે. ૯૩–૫૧) થી જડેલા સીલના બીબામાં નંદી છે; જુઓ Corp. Ins. Vol. III, p. 283. વળી શશાંકના એક સિક્કાની સવળી બાજુએ વૃષભવાહન શિવ છે; જુઓ Rapson's Indian Coins, Plate IV, 15. તે ઉપરથી શશાંકને મેં શૈવ કહ્યો છે.°

૨-૩ જુઓ Watters' Yuan Chwang.

રની આસપાસ મજબૂત કિલ્લો હતો, તેનો આશરે આઠેક માઇલ ઘેરાવો હતો. કાન્યકુબ્જ ગંગાને કાંઠે પાગડીપન્હે વસ્યું હતું તે પાંચ માઇલ લાંબૂ અને એક માઇલ પ્હોળું હતું. તેમાં કાચ જેવા પાણી-વાળાં અનેક સ્વચ્છ સરોવરો હતાં અને રળિયામણી વાડીઓ હતી[1]. તેમાં અનેક બૌદ્ધ સંઘારામ અને હિંદુ દેવમંદિર શોભી રહ્યાં હતાં. શત્રુઓએ જોયું કે જોર દાખવી શૂરા પાંચાલ સુભટો પાસેથી આ શહેર પડાવવૂં મુશ્કેલ છે, અને ભૂખમરાથી તેઓ તાબે થાય ત્યાં સૂધી એને ઘેરો ઘાલી બેસી રહેવૂં મૂર્ખાઇ ભરેલૂં છે. તેથી, જે દિવસે પ્રભાકરવર્ધનના પ્રાણ ભાગ્યા, તે જ દિવસે લુચ્ચા માલવરાજે સલાહને માટે મસલતના બ્હાને અલગ ઊભા કરેલા પટમંડપમાં ગ્રહવર્માને તેડયો. ભોળો જવાન રાજા વ્હેમ ખાધા વગર મળવા બહાર આવ્યો. આ તરફ મંડપમાં પગ મૂકતાંની સાથે વિશ્વાસઘાતી માલવરાજે મૌખર રાજાનૂં ખૂન કર્યૂં અને પેલી તરફ દરવાજા બંધ થતાં પહેલાં તેના ઘોડેસ્વારે શહેરમાં ઘૂસી જઈ કતલ ચલાવી. બ-હારથી લાટ ગુર્જર અને ગૌડ લશ્કરે જોસભેર હલ્લો કર્યો. પાંચાલ સુભટો જીવ પર આવી ખુન્નસથી લડતા લડતા એકેએક કપાઈ મુઆ; ને કનોજ શત્રુના હાથમાં ગયૂં. માલવરાજે રાજ્યશ્રીને કનોજના કારાગૃહમાં કેદ કરી. જાપતા પુરતૂં લશ્કર મૂકી સ્થાણ્વીશ્વર ઉપર ચડી જવાનો તે વિચાર કરતો હતો, તેટલામાં રાજ્યવર્ધનનૂં હયદળ એકાએક તોફાની વાદળાંની પેઠે તેના ઉપર તૂટી પડયૂં. ભયંકર સંગ્રામ મચ્યો. તેમાં માલવરાજ મરાયો અને રાજ્યવર્ધનની જીત થઈ[2].

---

૧ જૂના કનોજ અને તેનાં ખંડેરના વર્ણન માટે જુઓ Cunningham's Ancient Geography of India. ૨ જુઓ હર્ષચરિતની નીચે આપેલી ગાથાઃ– विश्वब्धघातदोषः स्ववधाय खलस्य वीरकोपकरः । नवतरुभङ्गध्वनिरिव हरिनिद्रातस्करः करिणः ॥ અહીં સંકેતકાર શંકર खल શબ્દ ગૌડ શશાંકને માટે અને वीर શબ્દ હર્ષને માટે લે છે; જેથી

વેગળે શહેરની દક્ષિણમાં પડાવ નાંખી રહેલા શશાંકે બાજી હાથથી ગઈ જોઈ છેલ્લી વારનો ચાળવી ને દાવ નાંખ્યો. ઉપરથી સંધિ માગી, અંતરમાં ઘાત ઘડવાના ઇરાદાથી તેણે રાજ્યવર્ધન ઉપર અનેક ભેટ સાથે કુંવરીના સગપણનું શ્રીફળ મોકલ્યૂં. એ માગવૂં ને માગ્યૂં એણે કબૂલ રાખ્યાં. તે પછી સસરાએ જમાઇને જમવા નોંતર્યો. નિષ્કપટી વીર લગારે અવિશ્વાસ આણ્યા વિના શત્રુના અવાસે માલવ-રાજપુત્ર કુમારગુપ્ત સાથે ગયો. ત્યાં શસ્ત્ર પડખે મેલી જમતાં જમતાં દુષ્ટ શૈવ ગૌડે સૌગત શ્રીકંઠપતિનૂં અને તેના સાથી કુમારગુપ્તનૂં ખૂન[1] કર્યૂં.° તે જ વખતે તેના લશ્કરે કાન્યકુબ્જ કબજે કર્યૂં. પણ

---

વિશ્રબ્ધઘાત શબ્દે કરી ને એ રાજ્યવર્ધનનૂં ખૂન સમજતો હોય એમ જણાય છે. પરંતુ ગંજામના લેખથી જાણિએ છિયે, કે શશાંક તો ઇ. સ. ૬૧૯–૨૦ સૂધી હયાત હતો. આથી ઉપરની ગાથા શશાંકને નહિ પણ માલવરાજને લાગુ છે, એમ હું સમજૂં છું. વિશ્રબ્ધ (ગ્રહ-વર્મા) નવતરુ, અર્થાત્ ગ્રહવર્મા નવો જ ગાદીએ આવેલો; વીર (રાજ્ય-વર્ધન) કેસરી; ખલ (માલવરાજ) વનગજ. લુચ્ચા માલવરાજે વિશ્વાસ-ઘાત કરી ગ્રહવર્માને મારી નાંખ્યો, તેથી બહાદુર રાજ્યવર્ધન તેના ઉપર કોપ્યો અને તેણે માલવરાજનો યુદ્ધમાં જીવ લીધો, એવો ઉપરની ગાથા-ના પૂર્વાર્ધનો અર્થ છે. ગ્રહવર્માનૂં ખૂન ક્યારે થયૂં તે વિશે **हर्षचरित**માં નીચે પ્રમાણે નોંધ છે:–देव पिशाचानामिव नीचात्मनां चरितानि छिद्रप्रहारीणि प्रायशो भवन्ति। यतो यस्मिन्नहन्यवनिपतिरुपरत इत्यभूद्वार्ता तस्मिन्नेव देवो ग्रहवर्मा दुरात्मना मालवराजेन जीवलोकम् . . . त्याजितः ।. અહીં છિદ્ર શબ્દે કરીને પ્રભાકરવર્ધનનૂં મૃત્યુ અભિપ્રેત છે. વળી ગ્રહવર્મા નવો બિનઅનુભવી રાજા હતો તે પણ છિદ્ર શબ્દથી સૂચિત છે.

૧ જુઓ હર્ષનાં દાનપત્ર:–प्राणानुज्झितवानरातिभवने सत्यानुरोधेन यः। જુઓ વળી **हर्षचरित**નૂં નીચેનૂં વાક્ય:– हेलानिर्जितमालवानीकमपि गौडाधिपेन मिथ्योपचारोपचितविश्वासं मुक्तशस्त्रमेकाकिनं विश्रब्धं स्वभवन एव भ्रातरं व्यापादितमश्रौषीत् ।. ગૌડ રાજાનૂં નામ બાણે નથી આપ્યૂં. પણ તે કર્ણ-

તે તેના કબજામાં રહ્યું નહિ. કેમકે દગો થયાની ખબર પડવાની સાથે ભંડિએ દુશ્મનની છાવણી ઘેરી લેઈ માલવરાજના નનાયકા સૈન્યને શરણ થવાની ફરજ પાડી, એટલે દગાખોર ગૌડ ધર્મદ્રોહ સંતોષ્યા વિના અગિયારા ગણી ગયો. ભંડિએ હવે રાજ્યશ્રીને છોડાવવા માણસો મોકલ્યાં. તેઓ વ્હીલે મ્હોએ પાછાં આવ્યાં અને કહ્યું, કે દેવી રાજ્યશ્રી તો કારાગૃહમાં છે નહિ—કહે છે કે તે છાનાંમાનાં વિંધ્યાટવીમાં ચાલ્યાં ગયાં છે. લાચાર બનેલો ભંડિ અસંખ્યાત કેદી અને અનર્ગળ લૂંટ સાથે ભાગલે પગે સ્થાણ્વીશ્વર તરફ વળ્યો[1].

અહીં હર્ષને રાજ્યવર્ધનના ખૂનના સમાચાર પ્હોચી ગયા હતા. એ ખબર થવાની સાથે તેને રગેરગ ક્રોધ વ્યાપી રહ્યો. તેનું મ્હો લાલચોળ થઈ ગયું; ભવાં સંકોચાઈ બેવડાં વળતાં જણાયાં; આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો; ભુજાની પિંડીઓ ફરકી રહી; ઉષ્ણ નિ:શ્વાસથી નસકોરાં ફૂલવા માંડ્યાં; ઓઠ થરડાઈ થરકી રહ્યો; અને સ્વરૂપ કાળભૈરવ જેવું બીહામણું ને યમ જેવું ખૂનખાર બની ગયું. કોપ અને તિરસ્કારથી દાંત પીસી ઓઠ કરડી તે બોલ્યો, કે ક્યાં જનાર છે એ અઘોર કૃત્યનો કરનાર દુર્બુદ્ધિ? પાસે બેઠેલા અતિવૃદ્ધ હૂણાંતક સેનાધિપતિ સિંહનાદે જવાંમર્દીની સલાહથી તેનો ક્રોધ પ્રજ્વલિત કર્યો. રાજસભાને ગજાવી મૂકતા સ્વરે તેણે કહ્યું:— 'અવશ્ય એ હીણા ગૌડને શાસન થવું જ જોઇયે; એટલા માટે કે અતઃપર કોઇ બીજો પણ એવું હીચકારૂં નીચ કામ કરવા હિમ્મત ધરે નહિ. તમારા પિતા પિતામહ ને પ્રપિતામહ કેવાં પરાક્રમ કરી ગયા છે તે સંભારો, અને પુષ્પભૂતિવંશને દીપાવો[2]. શોક કરવાનો આ સમય

---

સુવર્ણનો શશાંક હોવાનું યવનચંગ લખે છે. સંકેતમાં શંકર પણ એ જ નામ આપે છે અને નીચે મુજબ ખૂનની હકીકત પણ નોંધે છે:-शशांकनामा गौडाधिपतिः । तेन शशाङ्केन विश्वासार्थं दूतमुखेन कन्याप्रदानमुक्त्वा प्रलोभितो राज्यवर्धनः स्वगृहे सानुचरो भुञ्जान एव छद्मना व्यापादितः ।

૧ જુઓ हर्षचरित.    ૨ યવનચંગ હર્ષના રાજકુળનું નામ વૈશ્ય (Feishe)

નથી. તમે તમારૂં ક્ષાત્ર તેજ બતાવો અને બ્રાહ્મણ પરશુરામની કીર્તિ ઝાંખી પાડો. અન્ય ઉપાયે તમારો દાહજ્વર શમવાનો નથી'. પિતાના મિત્રને કુમારે ઉશ્કેરાઈ ઉત્તર આપ્યોઃ—પિતાસ્વરૂપ સિંહનાદજી! તમારાજ ચરણના સમ ખાઈ પ્રતિજ્ઞા લેઉં છું, કે હું કેટલાક સમયમાં એકેએક ઉન્મત્ત રાજાનો મદ ઊતારીશ ને તેને હાથ જોડવા ફરજ પાડીશ અથવા તો તેના પગમાં બેડી નાંખીશ. તે પછી ગંધમાદન, વિંધ્ય, ઉદયાચલ અને અસ્તાચલ વચ્ચેની ચાર ખૂંટ પૃથ્વીના રાજારાણાને યુદ્ધ કે કર આપવાનાં કહેણ મોકલી યોગ્ય મુહૂર્તે તે મોટા સૈન્ય સાથે દિગ્વિજયે નીકળ્યો. એની સાથે વીસ હજાર હયદળ, પચાસ હજાર પાયદળ, અને પાંચ હજાર ગજદળનું કેળવાયલૂં ને

---

આપે છે. પરંતુ हर्षचरितમાં અથવા અન્યત્ર તે મળી આવતૂં નથી, તેથી તે શીલાદિત્યની પેઠે બહુ વ્હેમ પડતૂં છે. Feishe સંજ્ઞા સં. पुष्पभूतिના ઉપરથી થઈ હશે અને તે ચીનાઈ રીવાજ પ્રમાણે ટૂંકાવાયલી સંજ્ઞા હશે. કુમાર ભાસ્કરવર્માને યવનચંગે બ્રાહ્મણ વંશનો કહ્યો છે, તે તરફ નજર નાંખતાં યવનચંગે વૈશ્ય સંજ્ઞા વર્ણવાચક લીધી ધરાય છે. પરંતુ જેમ ભાસ્કરવર્માના સંબંધમાં, તેમ હર્ષના સંબંધમાં આ વિદેશી સાધુએ ભૂલ કરી છે. કામરૂપમાં આસપાસના બૌદ્ધધર્મી પ્રદેશમાંના બ્રાહ્મણોએ આશ્રય લીધાથી તે દેશ બ્રાહ્મણમય હતો (જુઓ યવનચંગની પ્રવાસપોથી) તેને લીધે ભાસ્કરવર્માને ચીનાઈ સાધુએ બ્રાહ્મણ રાજા કહ્યો હશે. પહેલો વર્ણ બ્રાહ્મણ ન હતો ને બીજો વૈશ્ય પણ ન હતો; જુઓ हर्षचरित. ઇસવી છઠ્ઠા સાતમા શતકમાં વૈશ્ય શબ્દ જાતિવાચક નહિ પણ વર્ણવાચક જ હતો. વરાહમિહિરની बृहत्संहिताના ચૌદમા અધ્યાયના શ્લોક ૧૮, ૨૩, ને ૨૮ સાથે સાથે વાંચવાથી ખાતરી થશે, કે शूद्र वैश्य ને राजन्यનો વર્ણના અર્થમાં જ પ્રયોગ છે. સુદર્શન સરોવરના રુદ્રદામાના લેખમાં વૈશ્ય પુષ્યગુપ્તનો ઉલ્લેખ છે. એ ચંદ્રગુપ્ત મૌર્ય તરફથી સૌરાષ્ટ્રનો સૂબો હતો. અહીં પણ વૈશ્ય વર્ણવાચક છે. શાથી જે ઇસવી સન પૂર્વે રજપૂતકુળોની હયાતી હતી નહિ. આ જ કારણથી અશોકના લેખમાંના विश સાથે

કસાયલું લશ્કર હતું. સવારીમાં દંડનાયક સિંહનાદ, અશ્વાધ્યક્ષ કુંતલ, ગજાધ્યક્ષ સ્કંદગુપ્ત અને મહાસાંધિવૈગ્રહિક અવંતિ પણ ચડ્યા. પહેલે જ પડાવે મિત્રાચારી ઇચ્છતા પ્રાગજ્યોતિષના કુમાર ભાસ્કરવર્માએ મોકલેલો દૂત હંસવેગ તેને આવી મળ્યો.° તેણે કુમારની વતી ઘણી ઘણી કીંમતી ભેટની સાથે છત્રપતિપણાના શુભશુકનરૂપ મોતીની ઝૂલવાળું અપૂર્વ વારુણ છત્ર હર્ષને નિવેદન કર્યું. ગુણજ્ઞ હર્ષે આપત્તિના સમયમાં બંધુભાવ દર્શાવતા શૈવ° વંશના ભાસ્કરવર્મા સાથે શાશ્વતી મૈત્રીનો સંબંધ બાંધ્યો, અને એને મળવાની તીવ્ર ઉત્કંઠા દર્શાવી એના તરફથી આવેલા દૂતને ઉચિત સત્કારથી પાછો વળાવી પોતે પ્રયાણ જારી રાખ્યું[1].°

માર્ગમાં હર્ષને ભંડિનો મેળાપ થયો. એના મ્હોથી રાજ્યશ્રીએ વિંધ્યાટવીમાં વાસ પૂર્યાનું સાંભળી દૂખિયારા કુમારને અધિક દુઃખ થયું. એને વીતક વીતવામાં કશી બાકી રહી ન હતી. માતાનો અગ્નિપ્રવેશ, પિતાનો દેહપાત, ન્હાની બહેનનો રંડાપો અને મોટા ભાઇનો કપટથી વધ, એટલાથી જાણે ન ધરાતું હોય તેમ રાંડેલી બહેનનો પણ નિર્દય દૈવે વિજોગ પડાવ્યો. સામટાં આવી પડેલાં અનેક વજ્ર સામે તેણે વજ્રથી એ અધિક કઠણ હૃદય કર્યું. વીર પુરુષો સંકટમાં કાયરની પેઠે લમણે હાથ દેઈ આંસુ ઢાળવાને સર-

---

वैश्य શબ્દનો સંબંધ જોડવાનો પ્રયત્ન પણ નિરર્થક છે. पा. व्या. ।४।१। १७०। ઉપરના भाष्यમાંનું વિરલ वैश्य પાઠાંતર પ્રમાણભૂત ઠરે, તો वैश દેશના વતની તે वैश्य એવો અર્થ ફલિત થાય. પરંતુ હર્ષના પૂર્વજો મૂળે वैश દેશના વતની હતા ને ત્યાંથી તેઓ શ્રીકંઠમાં આવીને વસ્યા અથવા તો શ્રીકંઠનું જ બીજું નામ वैश હતું, એવો કંઈ પૂરાવો નથી. બૈસવાડાના બૈસ રજપૂતો પોતાને શાલિવાહનના વંશજ કહેવરાવે છે. પરંતુ હર્ષ શાલિવાહન સાથે સગપણનો દાવો કરતો નથી. આ રીતે ડૉ. બ્યૂલર, કનિંગહામ વગેરેની કલ્પનાઓ નકામી નીવડે છે.

૧ જુઓ हर्षचरित.

જયા નથી. પોતે લીધેલી મહાન્ પ્રતિજ્ઞાથી લેશમાત્ર પણ ચલિત ન થઈ તેણે મુખ્ય સૈન્ય ભંડિની સરદારી નીચે કર્ણસુવર્ણ તરફ ચાલતું કર્યું; અને પોતે માધવગુપ્ત સાથે હયદળની એક તુકડી લેઈ વ્હાલી બહેનની શોધે નીકળ્યો. કહે છે કે ત્વરા પંથ ટૂંકો કરે છે; ને તે ખરૂં છે. જૂજ જ મજલે ગંગા નદીના કાંઠેથી હર્ષ વિંધ્યાટવી જઈ પ્હોચ્યો. ત્યાં આટવિક સામંત શરભકેતુનો પુત્ર વ્યાઘ્રકેતુ સારી વિંધ્યાટવીના ભોમિયા એક શબરને લેઈ તેના સામો આવ્યો. એ ભોમિયાએ ભદંત દિવાકરમિત્રનું નામ લીધાથી તેના મઠ તરફ કુમારે ઘોડા ચલાવ્યા. એ મઠ ત્યાંથી અધગાઉ ઉપર એક ડુંગરની તળેટીમાં આવ્યો હતો. તેની પાસે થઈને સ્ફટિકના જેવું નિર્મળ ડુંગરી ઝરણુ કલબલાટ કરતું વહેતું હતું. અહીં તે મધ્યમ વયનો બૌદ્ધ સાધુ અનેક શિષ્યો સાથે રહેતો હતો. એ પૂર્વાશ્રમે કાન્ય-કુબ્જનો વતની મૈત્રાયણી શાખાનો વિદ્વાન બ્રાહ્મણ અને મહારાજા ગ્રહવર્માનો આપ્ત મિત્ર હતો. આથી કદાચ એને ત્યાંથી બહેનની ભાળ મળે, એ આશાએ કુમાર એને મઠે આવ્યો. દિવાકરમિત્રને તે રાજ્યશ્રીના સમાચાર પૂછતો હતો તે દરમિયાન એક ભિક્ષુ દોડતો આવ્યો. તેનો ચહેરો ગભરાયલો હતો અને મ્હોમાં શ્વાસ માતો ન હતો. ગુરુ કોની સાથે વાત કરે છે તે જોવા ન રહેતાં તેણે બૂમ મારી કે ધાઓ, ધાઓ! ગુરુજી! આ કોઇ બાળા દુઃખની મારી બળી મરે છે; એને ઉગારિયે. બધા ત્યાં મનને વેગે દોડી ગયા અને જોયું, તો ચિતા ખડકી બળી મરનારી બીજી કોઇ નહિ પણ રાજ્યશ્રી પોતે જ હતી. એકાએક ભાઇને જોઈ મૂર્છિત બની તે પડી જતી હતી, તેને કુમારે ઝાલી લીધી; અને બાજુ ઉપર લેઈ જઈ અનેક શીતોપચાર કર્યા. ભાન આવતાં બહુ બહુ પ્રકારે સમાધાન કરી તેને મુકામે આણી. વીતક પૂછતાં એક સખીએ કુમારને કહ્યું:—'પાપી ગૌડ નાઠો તે જ અરસામાં, કલ્યાણ થજો ભલા ગુપ્તનું, એમણે બાસાહેબને કારાગૃહના અંધાકારમાંથી બહાર કાઢચાં એ ગુપ્તભાઇએ

જ અમને મોટા બાપુના ખૂનની વાત કહી. એ માઠા સમાચાર સાંભળી બાસાહેબે અન્નનો ત્યાગ કર્યો; અને તે વખતના ગરબડાટનો લાભ લેઈ આ અટવીમાં વાસ પૂર્યો. ન્હાના બાપુ આવી પ્હોચ્યા ન હોત, તો એ બળી મરવાનાં જ હતાં.' ગૌડનું નામ સાંભળી કુમારનો રોષ પ્રજળી ઊઠ્યો, જેથી આવ્યો હતો તે કરતાં પણ અધિક ત્વરાથી વિંધ્યાટવી વટાવી તે ગંગાકાંઠાની છાવણીએ પાછો ફર્યો[1].

કુમાર હર્ષકૃત ઉત્તરાપથનો દિગ્વિજય૦

બહેનના મનનું સમાધાન કરવાનું અને તેને બોધ દેવાનું ભદંત દિવાકરમિત્રને ભાળવી હર્ષ હયદળ વ્હાણે ચડાવી જળમાર્ગે લાંબી વાટ પી જઈ વખત સર પોતે ભંડિની સરદારી નીચે સ્થળમાર્ગે શત્રુની રાજધાની કર્ણસુવર્ણ૦ પ્હોચેલા મુખ્ય સૈન્યભેગો થઈ ગયો.

એ જ સંધિમાં કામરૂપનો ભાસ્કરવર્મા ન્હાના પણ વીણી કાઢેલા સબળ સૈન્ય સાથે મેલાણમાં આવી પ્હોચ્યો. હંસવેગે ઊડી હર્ષ વિજયયાત્રાએ નીકળ્યાના સમાચાર કુમારને કહ્યા હતા; અને એણે કુમારને મળવાને જે ઉત્કંઠા બતાવી હતી, તે પણ હર્ષે મોકલેલી ભેટ સાથે નિવેદન કરી હતી. તે ઉપરથી કુમાર મિત્રભૂત હર્ષના દર્શનાર્થે નીકળ્યો હતો. માર્ગમાં તેના દૂતે શશાંક ઉપરની સવારીની ખબર કર્યાથી તેણે કર્ણસુવર્ણનો રસ્તો લીધો હતો. હર્ષ કુમારના દર્શનથી ઘણો ખુશ થયો.[2]

---

૧ રાજ્યશ્રીની શોધની હકીકત हर्षचरितમાંથી લીધી છે. ૨ हर्षचरितમાં હર્ષ तथा यतेथा यथा न विरमस्मान् क्लेशयति कुमारदर्शनोत्कण्ठा । એ શબ્દોમાં કુમારને મળવાની ઇંતેજારી જણાવે છે. તેના જવાબમાં હંસવેગ एवमभिनन्दितास्मदीयप्रणयो देवोऽपि दिवसैः कतिपयैरेव परागतः प्रागूज्योतिषेश्वर इति करोतु चेतसि । એમ જે કહે છે, તેના આધારે મેં આ અટકળથી લખ્યું છે.

શશાંકે જોયું કે થળવટ જળવટના એવડા સંગ્રામમાં બચવું મુશ્કેલ છે. આથી વખત વરતી તે કુમારને શરણે ગયો. તેણે પાપનું પોટલું મરનાર માલવરાજને માથે નાખી દીધું; અને દીન થઇ ગદ્ગદ્ સ્વરે બોલ્યો:-પ્રૌઢપ્રતાપ કુમાર! તમે માનશો નહિ; પણ મારે ત્યાં જમવા નોતરેલા મહારાજા રાજ્યવર્ધનનું ખૂન કર્યું, તે માલવરાજના માણસે જ. એ ગોઝારા કૃત્યથી હબક ખાઇ 'હવે મારે શું મ્હો બતાવવું?' કરી ને હું કાન્યકુબ્જથી નાઠો. ખરેખર મારે ત્યાં પૂજ્યનું ખૂન થયું ને મારૂં ધાર્યું ધૂળ મળ્યું, એ વિચારથી આજ પણ મારા મનમાં દુઃખ થયા કરે છે. કુમારે શશાંકનાં સામવાક્ય સ્વીકાર્યાં ને ભૂંડા પ્રત્યે ભલાઇ કરી દુશ્મનને જીવનદાન દીધું અને તેને માફી આપી એટલું જ નહિ પણ તેનું રાજ્ય પણ તેને સ્વાધીન કર્યું. એણે માત્ર શશાંકનું સ્વાતંત્ર્ય-તેનું પ્રભુત્વ હરી લીધું; અને એ રીતે નિર્ગૌડ પૃથ્વી કરવાની પોતાની પ્રતિજ્ઞા પાળી[૧].

શશાંકના પરાભવથી એકલું કર્ણસુવર્ણ જ નહિ પણ સમતત, ઉત્કલ ને કોંગોદમંડલ જે શશાંકને તાબે હતાં તે પણ હર્ષની સત્તા નીચે આવ્યાં. મગધ અને કામરૂપ તો આગમચથી મિત્રકોટિમાં હતાં.° પુંડ્રવર્ધનના રાજાએ સલાહનાં કહેણ કહાવ્યાં અને તે હર્ષે સ્વીકાર્યાં. એકલા અંગરાજે વિરુદ્ધતા દર્શાવી. એના ઉપર હર્ષે ચડાઇ કરી. વિ-

૧ જુઓ हर्षचरितની નીચેની ગાથા:-धृतधनुषि बाहुशालिनि शैला न नमन्ति यत् तदाश्चर्यम् । रिपुसंज्ञकेषु गणना कैव वराकेषु काकेषु ॥. અહીં ઉત્તરાર્ધમાં શશાંકે નમ્યું આપ્યાનો આક્ષેપ છે. રોહિતાસગઢથી જડેલા સીલના બીબામાં શશાંકને જે महासामन्त પદ લગાડ્યું છે, તે આ વાતનું સમર્થન કરે છે. પાછળથી હર્ષે તેને महाराजाधिराज પદ પણ બક્ષેલું જણાય છે; જુઓ Epi. Ind. VI. p. 143 આ બનાવ ઇ. સ. ૬૧૯ ના અરસામાં°

ગ્રહમાં અંગરાજ હર્ષને હાથે માર્યો ગયો[1]. આ રીતે પૂર્વમાં પોતાના અમલની જમાવટ થયાથી હર્ષ પાછા વળવાનો વિચાર કરતો હતો, તે વખતે પાટલિપુત્ર મુકામે પશ્ચિમમાંથી ફીકર ઉપજાવનારા સમાચાર મળ્યા. પદ્માવતીનો[2] મહાનાગ° ભારે સંકડામણમાં હતો સિંધુરાજને મેળવી લેઈ મરુભૂમિના ગુર્જર અધીશ્વરે નાગદેશ ઉપર એકાએક ચડાઇ કરી હતી. લડાઇના મેદાનમાં તેના સામે ટક્કર લેવા અસમર્થ હોવાથી મહાનાગે પદ્માવતીના દરવાજા બંધ કરી આસનવિધિનો આશ્રય લીધો હતો. નાગદેશની રાજધાની બે નદીઓના સંગમની બેવડ-

---

૧ અંગ દેશનો વિજય सुभा । ૨૫૧૫ । ને આધારે નોંધ્યો છે. એ સુભાષિત મયૂરે રચેલું છે. તે દક્ષિણાપથ ઉપરની સવારીના પ્રસંગે આગળ આપવામાં આવશે. ૨ ઐતિહાસક સ્મિથ પદ્માવતીની આસપાસના મુલકને નકસામાં Naga Territoryના નામથી ઓળખાવે છે. એ શહેરની પાસેના પારા અને સિંધુના સંગમથી થોડેક દૂર નીચાણમાં, અર્થાત્ પદ્માવતીથી પૂર્વોત્તરમાં એક ગાઉએ, સિંધુ અને મધુમતીના સંગમ ઉપર સુવર્ણબિંદુ મહાદેવ હતા. બળી મરવા પહેલાં ભૂરિવસુ એ મહાદેવે આવે છે. જેની મેખલામાં મધુમતિ (Mohwar) વહે છે, તે પર્વતે કામંદકી મદયંતિકા અને લવંગિકા પણ ભૈરવજવ° ખાવા આવે છે. પદ્માવતી અને સુવર્ણબિંદુ વચ્ચે ઝાડી અને પહાડ હોવાનું ભવભૂતિ લખે છે. એ પહાડને ઘસડાઈને પાટલાવતી વહે છે. પદ્માવતીની ઉત્તરમાં પારાને કાંઠે મહાશ્મશાનને છેડે કરાલાનું સ્થાનક હતું. ત્યાં પાસેના જંગલમાંથી કાપાલિક અઘોરઘંટ કપાલકુંડલાને મળવા આવતો હતો, એમ ભવભૂતિએ કહ્યું છે. પદ્માવતીથી પૂર્વે પારા નદીના આ તરફના કાંઠે બૌદ્ધ વિહાર હતો, એમ सरस्वतीकण्ठाभरणમાંથી નીચે ઊતારેલા શ્લોકથી સમજાય છે:-पुरः पारापारा तटभुवि विहारः परतरं (મૂળ પાઠ पुरवरं) ततः सिन्धुः सिन्धुः फणिपतिवनं पावनमतः । तदग्रे तूदग्रो गिरिरिति पुरी चात्र (મૂળ પાઠ गिरेस्तस्य)पुरतो विशाला शालाभिर्ललितललनाभिर्विजयते॥° ટીકાકાર રત્નેશ્વર

માં આવી હતી. એની દક્ષિણે થઇને સિંધુ નદી વહેતી હતી. તેનું વહેણ ઊંડૂં હતું અને પટ પ્હોળો હતો. તેને કાંઠે લવણાસંગમ સૂધી ચાર ગાઉનૂં વ્યાઘ્ર આદિ હિંસક પ્રાણીથી વસેલૂં ઘટ્ટ જંગલ હતૂં; તે નાગવનના[1] નામથી જાણીતૂં હતૂં. તેમાં ચંદન અશ્વકર્ણ°, કેસર પાટલા અને માલૂરની ઝાડી હતી. આ એવડા કુદરતી બચાવને લીધે પદ્માવતી એ પાસેથી શત્રુના ઉપદ્રવના ભયથી મુક્ત હતી. શહેરની ઉત્તરે થઇને પારા કિંવા પાર્વતી વહેતી હતી. એ હતી તો ન્હાની નદી પરંતુ પદ્માવતીના પડોશમાં તેનો પ્રવાહ વિસ્તાર પામતો હતો. મોટો વાંક ખાઈ તે પૂર્વમાં સિંધુને મળતી હતી. તેણે કરીને એ બાજુ પણ મધ્યમ રીતે સુરક્ષિત બની હતી. માત્ર દક્ષિણનો જૂજ ભાગ અને પશ્ચિમનૂં પડખૂં ઊઘાડાં હતાં. અહીં ગુર્જરેશ્વરે પડાવ નાંખી સતત ઘેરો ઘાલ્યો હતો. એ મહાગીધનાં તેડ્યાં મધ્ય હિંદનાં ગીધો પણ મડદૂં પીંખી ખાવા° ટોળે મળ્યાં હતાં. ગુર્જરેશ્વરની મતલબ બીજી હતી. પશ્ચિમમાં મૂઝવણ ઊભી કરી પૂર્વમાંથી હર્ષની સેનાનો કેટલોક ભાગ પદ્માવતી તરફ ખેંચી પોતાના મળતિયા શશાંકને સંકટમાંથી છોડાવવા તેણે આ પેચ રચ્યો હતો. શશાંકે ટકાવ કર્યો હોત, તો કદાચ હર્ષને પોતાનૂં સૈન્ય એ ભાગમાં વ્હેંચી નાખવૂં પડત. પરંતુ ટક્કર લેવાને બદલે વૈતસી વૃત્તિ ધારણ કરી શશાંક તો શરણ થઈ

---

આ શ્લોકમાં ઉજ્જયિનીનો નિર્દેશ સમજે છે, તે ભૂલ છે. પ્રાકૃતિક પરિસ્થિતિ પદ્માવતીને જ લાગુ પડે છે. આ પ્રાચીન નગરીનૂં હાલનૂં નામ પવાયા છે, એમ ગ્વાલિયર રાજ્યના શોધખોળ ખાતાના બાહોશ અધિકારી M. B. Garde જણાવે છે. પવાયા પાસે પારાના કાંઠેથી મણિભદ્ર યક્ષની મૂર્તિ મળી આવી છે, તે શ્લોકમાં કહેલા વિહારની સત્તાનૂં ભાન કરાવે છે.

૧ સિંધુ નદી ઉપર, પારા તેને જે બાજુએ આવી મળે છે તેનાથી બીજી બાજુએ, સંગમથી થોડેક દૂર શંકરગૃહ હતૂં. ત્યાં વાઘ ઘસી આવ્યાનૂં ભવભૂતિ વર્ણવે છે, તે પડોશના નાગવનનો હોવાનૂં સંભવે છે.

ગયો અને ગુર્જરની ગણત્રી ખોટી પડી.

મહાનાગના સંકટના સમાચાર મળતાં જ હર્ષ સમગ્ર સૈન્ય સાથે પાટલિપુત્રથી ઊપડ્યો. તેના આવતાં પહેલાં શશાંકના પરાભવના વર્તમાન પદ્માવતી પ્હોંચી ગયા અને શત્રુની છાવણીમાં ભારે ખળભળાટ થયો. તેનું નામ સાંભળી મધ્ય હિંદના રાજાઓ પોતપોતાને ઘેર પાછા ફર્યા. પરંતુ જેનાથી તેઓ ભાગતા હતા, તે તો તેમને સામો મળ્યો. તેમને હરાવવા તે હર્ષને સ્હેજ વાત હતી. પૂંઠે ગરબડાટ ન ઊઠે તેટલા પૂરતો દાબ બેસાડી કુમાર મહાનાગની વ્હારે ધાયો. મહાનાગને અહિચ્છત્ર અને શ્રીકંઠ સાથે સારો સંબંધ હતો. ગુર્જરે પદ્માવતી ઉપર ચડાઇ કરી હતી, તેનું આ પણ એક કારણ હતું. વ્હાર આવી પ્હોંચે તે પહેલાં ગઢ હાથ કરવા તેણે ઘણા ઉધામા કર્યા, પણ તે નિષ્ફળ ગયા. એટલામાં, નવી નવી ફતેહથી જેનો જુસ્સો માતો ન હતો, એવું હર્ષનું સૈન્ય ખીણો, નદીઓ અને અરણ્યો ઓળંગી પદ્માવતી આવી પ્હોંચ્યું. તેણે ગુર્જર અને સિંધુ દેશનાં સૈન્યોને મારી કાઢી મહાનાગને મુક્ત કર્યો (ઇ. સ. ૬૧૦)[૧].

---

૧ મહાનાગને છોડવ્યાની હકીકત हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસના નીચલા વાકયના આધારે મેં ઊભેરી છે. अत्र बलिनामोच्चितभूमृद्बष्टनो(૧ ભૂભૃત્ ગુર્જરેશ્વરે ઘાલેલો ઘેરો જે ઊઠાવરાવી શકયો ન હતો એવો મહાનાગ; ૨ ભૂભૃત્ મંદરને ભરાવેલી ચૂડ જેની કોઈ દેવ કે દાનવે છોડાવી ન હતી એવો વાસુકિ) मुक्तो महानागः। આ ઉતારામાંના नाग શબ્દે કરીને પદ્માવતીનો નાગકુળનો રાજા એવો અર્થ હું લેઊં છું. બાણભટ્ટ પદ્માવતીના નાગકુળનો નિર્દેશ हर्षचरितના છઠ્ઠા ઉચ્છ્વાસમાં નીચેના વાકયમાં કરે છે. नागकुलजन्मनः सारिकाश्रावितमन्त्रस्यासीन्नाशो नागसेनस्य पद्मावत्याम् । હરિષેણકૃત સમુદ્રગુપ્તની પ્રશસ્તિમાં ગણપતિ નાગનું નામ આવે છે. સંકેતકારે नाग શબ્દના સંબંધમાં નીચે મુજબ ગોળા ગબડાવ્યા છે. भूमृद्राजा श्रीकुमाराख्यः । श्रीकुमारो नाम राजा किल दर्पशातेनोपजातमदेन

ગુર્જરેશ્વરે આ બીજી વારની શત્રુતા દર્શાવી હતી. તેથી એને એમને એમ જવા તો ન જ દેવો, એવું વિચારી કુમાર તેની પૂંઠે થયો. તેણે એને પકડી પાડી સાંકડામાં લેઈ શરણ થવાની ફરજ પાડી (ઇ. સ. ૬૧૧). એને દંડ દેઇ હર્ષે સિંધુદેશનો રસ્તો લીધો. સિંધુરાજ સિંધી અને મકરાણીનું મોટું લશ્કર એકઠું કરી તેના સામો લડવા આવ્યો. બે સેનાઓ વચ્ચે જબરૂં યુદ્ધ થયું તેમાં સિંધુરાજ મરાયો ને દેશ હર્ષના હાથમાં ગયો[૧]. પછી અપર માલવ અને લાટની ખબર લેવા તે ભિન્નમાળ તરફ વળ્યો°. અહીં તેને લડવું ન પડયું, છ વરસ ઉપર રાજ્યવર્ધનને હાથે એના પૂર્વજની અને અત્યારે હર્ષવર્ધનને હાથે સિંધુરાજની થયેલી માઠી દશાથી મનમાં ધડો લેઈ માલવેશ્વર વર્મલાત તાબે થયો. તે સાથે વલભીના પ્રથમ ખરગ્રહે પણ હર્ષનું ઉપરીપણું સ્વીકાર્યું.

વિગ્રહથી પરવારતાં પૂર્વ માલવના માધવગુપ્તે ઉજ્જયિનીમાં સૈન્યને વિસામો આપવા કુમારને વિજ્ઞપ્તિ કરી. લાંબા વિગ્રહની લાંબી મજલો પછી સૈન્યને બેશક આરામની બહુ જ જરૂર હતી. કંઇક

---

हस्तेन वेष्टितः । ततः श्रीहर्षेणाकृष्य खड्गं तस्मान्मोचितोऽसौ दन्ती च रोषाद्वने परित्यक्त इति वार्ता ।. અહીં દર્પશાત હાથી વનમાં છોડી દીધો કહ્યો છે, તે બાણભટ્ટ ઇ. સ. ૬૩૩ના અરસામાં હર્ષને મળવા આવ્યો ત્યાં સૂધી હર્ષની ગજશાળામાં હતો; ને તે રાજાનો માનીતો હાથી હતો. આથી બાણભટ્ટના મેળાપ પહેલાં દર્પશાતને વનમાં છોડી દીધો સમજિયે, તો બાણે જ આપેલી હકીકતથી તે વાત ખોટી પડે છે. મેળાપ પછી હાથીને વનમાં છોડી દીધો ધારિયે, તો તેનો નિર્દેષ કાળવિરોધને લીધે અસંભવિત બને છે.

૧ સિંધુરાજની હકીકત हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસના નીચલા વાકયને આધારે લખી છે. अत्रपुरुषोत्तमेन सिन्धुराजं प्रमथ्य लक्ष्मीरात्मीकृता ।. આ સિંધુરાજ તે Duff's Chronology of Indiaમાં કહેલો બીજો રાઈ સાહસી હશે.

તે કારણથી અને કંઇક મિત્રસ્નેહથી હર્ષે હા પાડી; અને કેટલોક વખત તે મિત્ર માધવગુપ્તનો મહેમાન થઈને રહ્યો. પછી તે કનોજ થઈ રાજ્યશ્રીને લેઈ પાછો સ્થાણ્વીશ્વર આવ્યો (ઇ. સ. ૬૧૨).

કુમાર દિગ્વિજયે નીકળ્યો ત્યારે તેની પાસે વીસ હજાર ઘોડેસ્વાર, પચાસ હજાર પાળા અને પાંચ હજાર હાથીનું લશ્કર હતું. તે દેશ સર કરતો ગયો અને સામ્રાજ્યની સીમા વિસ્તાર પામતી ગઈ, તેમ સૈન્યની સંખ્યા પણ વધતી ગઈ. અત્યારે તેની સેનામાં લડાઇને માટે કેળવેલા હાથી સાઠ હજાર અને ઘોડેસ્વાર એક લાખ હતા. વળી જળવટની લડાઇને માટે તેણે જબરૂં નૌકાસૈન્ય ઊભું કર્યું હતું. આ ગંજાવર અને ઝબરદસ્ત ફોજની સહાયતાથી પાંચ છ વરસમાં હર્ષે કામરૂપથી કપિશ અને હિમાચળથી વિંધ્યાચળ સૂધીના બધા મુલકમાં પોતાની સત્તા બેસાડી[1].

### શકકારનો રાજ્યાભિષેક

મોટા ભાઇના કપટવધનું વૈર વાળવામાં, ન્હાની બહેનનો આપત્તિમાંથી ઉદ્ધાર કરવામાં અને પૃથ્વી નિષ્કંટક કરવામાં મુલતવી રાખેલા રાજ્યાભિષેકનો પરમ માંગલિક અવસર હવે આવ્યો°. જ્યોતિષીએ આપેલા મુહૂર્તે મહાસમારંભ સાથે હર્ષને વિધિપૂર્વક અભિષેક કરવામાં આવ્યો[2]. અનેક રાજારાણાઓ તે પ્રસંગના મહોત્સવમાં ભાગ લેવા સામ્રાજ્યના જુદા જુદા ભાગમાંથી સ્થાણ્વીશ્વરમાં ભેગા થયા. આખા આર્યાવર્તમાં આનંદ વ્યાપી રહ્યો. કુમાર પદ બદલી

---

૧ થળવટના સૈન્યની નોંધ Smith's Early History of India ઉપરથી અને જળવટની દાનપત્રો ઉપરથી લીધી છે. ૨ અભિષેક પ્રસંગનું નીચેનું વિનોદમાં કહેલું સુભાષિત માતંગદિવાકરના નામનું જળવાઈ રહ્યું છે: आसीन्नाथ पितामही तव मही माता ततोऽनन्तरं जाता संप्रति साम्बुराशिरशना जाया जयोद्भूतये । पूर्णे वर्षशते भविष्यति पुनः सैवानवद्या स्नुषा युक्तं नाम समस्तशास्त्रविदुषां लोकेश्वराणामिदम् ॥

હર્ષે પરમભટ્ટારક મહારાજાધિરાજની પદવી ધારણ કરી; અને ગાદીએ આવ્યાની તારીખથી હર્ષસંવત આખા સામ્રાજ્યમાં ચાલતો થયો. આ પરમ અભ્યુદયના પ્રસંગે રાજાએ સૌને તેમની યોગ્યતા પ્રમાણે મોટા દબદબા ભરેલા દરબારમાં સ્વહસ્તે સરપાવ આપ્યો[1].

ફિતુરી રાજાઓને શાસન અને નવી જીત

મહોત્સવના દિવસો આનંદમાં પસાર થઈ ગયા, જોકે હર્ષના રાજ્યમાં નિત્ય મહોત્સવ જ હતો. એ સમર્થ ચક્રવર્તીએ સત્તા એવી મજબૂત જમાવી હતી, કે પરહદની ફૂંક વગર બંડખોડા ઊભા થવા પામે જ નહિ. એનાં વિશાળ સુરક્ષિત સામ્રાજ્યને બહારનું નડતર નડે એવું દ્વાર એક જ હતું, લાટમહારાષ્ટ્રની સરહદ. બાકીનો ભાગ વિંધ્યાચળે આડા પડી અને વિંધ્યાટવીએ રૂંધી લેઈ અગમ્ય બનાવ્યો હતો. આ પશ્ચિમના ઝાંપાની પેલી પાર એક બળવાન રાજ્ય જામતું હતું. તે દક્ષિણના ચાલુક્યોનું હતું. એ વંશનો બીજો પુલકેશી[2] ઇ. સ. ૬૦૮માં વાતાપીની° ગાદીએ આવ્યો હતો[3]. એ બડો બહાદુર અને

૧ સત્કાર પામતા સેવકના મુખમાંથી क्षमी दाता गुणग्राही स्वामी दुःखेन लभ्यते । અને કદર કરનારા હર્ષના મુખમાંથી अनुरक्तः शुचिर्दक्षो जाने मृत्योऽपि दुर्लभः ॥ ઉદ્ગાર એક સમયે નીકળ્યા કહેવાય છે, તે કદાચ આ જ મહોત્સવને લક્ષિત કરતા હશે. ૨ પુલકેશીની ફતેહની ટીપ રવિકીર્તિકૃત પ્રશસ્તિમાંથી લીધી છે. પણ ફતેહની સાલો આપી છે તે તો અટકળે અટકળે ગોઠવી છે. હૈદરાબાદના દાનપત્ર પ્રમાણે પુલકેશીએ આ બધી એ ફતેહ ઇ. સ ૬૧૨ પહેલાં મેળવી હતી; જુઓ Duff's Chronology of India. ૩ રાવબહાદુર વૈદ્ય પણ ઇ. સ. ૬૦૮ માં પુલકેશી ગાદીએ આવ્યાનું લખે છે; જુઓ J. B. B. R. A. S. XXIV, Harsha and his times. ફ્લીટ ઇ. સ. ૬૦૯–૧૦ની સાલ આપે છે; જુઓ Ind. Ant. XX, p. 3, II 8–9. મહામહોપાધ્યાય ગૌરીશંકર ઓઝા સાલ ઇ. સ. ૬૧૦ આપે છે; જુઓ

સાહસિક રાજા હતો. અભિષેકજળ સૂકાય તે પહેલાં પાડોશનો આ-પ્યાયિક એના ઉપર ચડી આવ્યો હતો, તેને એણે હરાવી ભીમરથીની પેલી પાર હાંકી કાઢ્યો હતો. ઉત્તરમાં જ્યારે ગુર્જરેશ્વર અને સિંધુરાજ સાથે હર્ષ વિગ્રહમાં ગૂંથાયો હતો, ત્યારે દક્ષિણમાં પુલકેશી વનવાસીના કદંબો સાથે ચોપટધાએ આવ્યો હતો. સિંધુરાજ પડ્યાથી અપર મા-લવ અને લાટ કુમાર હર્ષને શરણ થઈ ગયા હતા, તેમ વનવાસી જીતાયાથી મૈસુરના ગંગ અને બાજુ પરના આલૂપો વિજયી ચાલુ-ક્ય વીરને તાબે થયા હતા. દક્ષિણની ફતેહથી પરવારી વાતાપીના સુભટ ઉત્તરકોંકણ ઉપર ધસ્યા; અને ગ્રાહપુરી[1] કિંવા પુરીનો જલ-દુર્ગ સર કરી પિતામહે હરાવેલા મોર્યોને પૌત્રે ફરી હરાવ્યા°. એના નૌકાસૈન્યે પશ્ચિમ સમુદ્રનું આધિપત્ય મેળવ્યું અને ચાંચિયાનો ત્રાસ ટાળી દરિયાપારના દેશો સાથે વેપારનું વહેણ વહેતું કર્યું[2]. એ રીતે ઈરાની

---

ऐ. प्र. मा. जिल्द पहिली, सोलंकीयों का प्राचीन इतिहास–प्रथम भाग. ડૉ. ભાંડારકર ઇ. સ. ૬૧૧ ની સાલ આપે છે.

૧ ધારાપુરી. નૌગ્રાહ(એટલે ચાંચિયા)ના શહેર તરીકે પુરીને ગ્રાહપુરી નામ મળ્યું હશે ને ટાપુ ધારાપુરીને નામે ઓળખાયો હશે. ૨ જુઓ Ajanta ગુફામાંનું રાજાની મુલાકાતે આવેલા વિદેશીનું ચિત્ર ( Griffith's Ajanta Paintings ). એતદ્દેશીય અને યુરોપીય વિદ્વાનો આ વિદેશીઓને ઈરા-નના એળચી સમજે છે. પરંતુ મને તો એ ઈરાની વેપારી હોય એમ લાગે છે. નથી એમની સાથે શાહી ચોબદાર, નથી એમની પાસે શાહી લખત કે નથી એમનો દમામ શાહી એળચીનો. જે ત્રણ ઈરાનીઓ પુલ-કેશીની હજુરમાં દાખલ થાય છે તેમાં સૌથી જે આગળ છે, તે શેઠ હોઈ તેનો પોશાક બીજા બે કરતાં ચડિયાતો છે. એના ગળામાં મોતીની માળાઓ છે ને કમરે રંગિત કમરબંદ છે. જમણો હાથ છાતી સુધી ઊંચો લેઈ અને ડાબો હાથ કમર આગળ રાખી તે બહુ અદબ સાથે તાઝીમ ભરે છે. ઈરાના અખાતનાં મૂલ્યવાન મોતીની અનેક સેરનો હાર એ નઝર કરવા લાવ્યો છે. તે એટલો મોટો છે કે છાતી આગળના જમણા

વેપારીના પ્રસંગમાં આવતાં ઉત્થાનશાળી ચાલુક્યે ખુશરૂ પરવેઝના દરબારમાં સંધિપાલો મોકલ્યા (ઇ. સ. ૬૨૬)°. તેના જવાબમાં ઈરાનના શાહાનશાહે શાહી એલચી મોકલી વાતાપી સાથે સંધિસંબંધ જોડયો. પુલકેશીની ઉજ્જ્વળ કીર્તિ લાટ માલવ અને ગુર્જરોને પ્હોંચી ગઈ. ચાલુક્યો મૂળે ઉત્તરમાંથી ઊતરી આવ્યા હતા. ગુર્જરોનું લોહી તેમની રગોમાં વહેતું હતું. કંઇક હર્ષનાથી સ્વતંત્ર થવાની ઉત્કંઠાથી ઉશ્કેરાઈ અને કંઇક ચાલુક્યના તેજમાં અંજાઈ ત્રણે ઉત્તરાપથનાં રાજ્યે, નર્મદાના દક્ષિણ કાંઠે ચાલુક્યસેના પડી હતી, ત્યાં ભારે નજરાણા સાથે પુલકેશીની હજુરમાં દૂતો મોકલ્યા. ચાલુક્ય રાજા તેમના આવવાથી

---

હાથમાંથી લટકી કમર આગળના ડાબા હાથની હથેળીમાં એકઠો થાય છે. એના પછીનો ઈરાની ઊઘાડે પગે છે, તેના હાથમાં ભેટ માટેનું શિરોહીના આકારનું કંઇક પાત્ર છે. છેલ્લા ઈરાનીએ ઊંચે હાથે રકાબી ઝાલી છે. તેમાં પણ ભેટની ચીજ છે. એની પૂઠે ચાલુક્ય પ્રતીહાર છે, તે બીજાને બાકીની ભેટની વસ્તુઓ અંદર લાવવા નિશાની કરે છે. તે ઉપરથી બીજી મગ એક ઈરાની સીપાઈ ભરતવાસી પરિચારક દ્વારા ભેટ મોકલાવે છે. એ સીપાઈએ કમરબંદમાં તરવાર રાખી છે અને પગમાં ચાંચવાળા જોડા પ્હેર્યાં છે. એની પૂઠે બીજો ઈરાની નોકર છે, તેના એક હાથમાં ભેટની કંઇક ચીજ છે. બહાર ચોકમાં બે ઘોડા અને બેએક ઈરાની સેવક છે. રાજદ્વારી પ્રસંગની મુલાકાત હોય અને તેને માટે જાહેર દરબાર ભર્યો હોય, તેવો રાજસભાનો ડૉળ નથી. તેમાં મોટા અગલદારો કે સામંતો નજરે પડતા નથી. સિંહાસન ઉપર રાજા તકિયાને અઢિંગી ને નિરાંતે આડો પડેલો ચિતર્યો છે. અમાત્યે મહાપ્રતીહારે કે બીજા કોઈ હોદ્દેદારે પરરાજ્યના એળચીની મુલાકાત કરાવવી જોઇયે, તેને ઠેકાણે અહીં તો એક વિચિત્ર દેખાવનો રાજસેવક જેણે વસ્ત્રમાં માત્ર કમરે ધોતીયું વીંટેલું છે, તે બે આંગળી ઊંચી કરી ઈરાનીઓનું લક્ષ રાજા તરફ દોરે છે. આ બધી વિગત ધ્યાનમાં લેતાં, મુલાકાતે આવનાર એળચી નહિ પણ વેપારી છે, એમ મારૂં માનવું છે.

ઘણો ખુશ થયો; અને તેણે તેમને સારૂં આદરમાન આપ્યૂં[1].

લાટ માલવ અને ગુર્જર પુલકેશીના પક્ષમાં ગયાની ખબરથી હર્ષના મનમાં જરા ફિકર પેદા થઈ. એમનો ચેપ રખેને પડોશનાં રાજ્યોમાં પસરે, એ જ માત્ર એને ભય હતો[2]. તત્કાળ તેણે મુલક-

---

૧ જુઓ રાવકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૨, प्रतापोपनता यस्य लाटमालवगुर्जराः । दण्डोपनतसामन्तचर्या वर्या इवाभवन् ॥. Dr. R. K. Mookerji's Harsha, p. 30, fn. 2, ०चर्या वर्या ને બદલે ०चर्याचार्या પાઠ લે છે.

૨ જુઓ રવિકીર્તિકૃત પ્રશસ્તિ, શ્લોક ૨૩, अपरिमितविभूतिस्फीतसामन्तसेनामुकुटमणिमयूखाक्रान्तपादारविन्दः । युधि पतितगजेन्द्रानीकबीभत्सभूतो भयविगलितहर्षो येन चाकारि हर्षः ॥. આ શ્લોકમાં રવિકીર્તિ પુલકેશીના હાથે હર્ષના પરાભવની નોંધ લે છે, એમ પુરાવૃત્તવિદ માને છે. પરંતુ આ અને એના પૂર્વના શ્લોકોનો સંબંધ વિચારતાં મારૂં એવૂં સમજવૂં છે, કે પોતાના ત્રણ ખંડિયા રાજાઓ પુલકેશીના પ્રતાપથી અંજાઈ તેના પક્ષમાં ગયાથી હર્ષને સહેજ ભય પેદા થયાની હકીકત એમાં છે; વિશેષ કંઇ છે નહિ. પ્રશસ્તિના નાયકની મહત્તા વધારવા પ્રતિનાયકની વિભૂતિ પહેલા ત્રણ ચરણમાં કવિ વર્ણવે છે. જેમનૂં ઐશ્વર્ય અપરિમિત હતૂં, એવા સામંતોનૂં મોટૂં લશ્કર હર્ષની સેવામાં હમેશ હાજર ને હાજર રહેતૂં; એની હાથીની સેના યુદ્ધમાં પ્રતિપક્ષી ઉપર તૂટી પડતી, તેનાથી તે ખરેખર ત્રાસ ઉપજાવતો હતો. આવો ભાવ એ ત્રણ ચરણમાં સમાયો છે. હેમાચાર્યકૃત कुमारपालचरित । ૮ । ૭૪ । માં યવનરાજને કુમારપાલના ભયથી ભોગપરાઙ્મુખ કહ્યો છે, તેમ પુલકેશીના ભયથી હર્ષને હર્ષપરાઙ્મુખ હોવાની અતિશયોક્તિ રવિકીર્તિએ યોજી જણાય છે. પ્રસ્તુત શ્લોકમાંથી હર્ષના પરાભવનો અર્થ નીકળે ક્યારે, કે જ્યારે पतितनो અર્થ हत લેઇયે ત્યારે. એનો અર્થ એવો લેવામાં એક વાંધો છે. હર્ષના હાથીઓના વધથી રણભૂમિ તો બીભત્સ એટલે કમકમાટી ઉપજાવનારી બને ખરી, પણ તે પોતે શી રીતે બીભત્સ હોય? આ મુશ્કેલીને લીધે હૂં अभिद्रुत કે अवपतितના અર્થમાં पतित અને त्रासप्रदના અર્થમાં बीभत्स શબ્દ લેઉ છૂં.

ગીરીની સવારીના નિમિત્તે ફિતુરી રાજાઓને દંડવા એક તરફથી લશ્કરી તૈયારી કરવા માંડી, અને બીજી તરફથી ચાલુક્યની હીલચાલ જાણવા છૂપા જાસુસો યોજી દીધા. તે દ્વારા તેના જાણવામાં આવ્યું કે પુલકેશી તો કોશલ જીતવામાં રોકાયો છે. વગર વિલંબે હર્ષ સૈન્ય સાથે ચડ્યો. ત્રણે બેવફા રાજાઓની તેણે પૂરેપૂરી ખબર લીધી. પૂર્વે મળેલી શીખામણ વળી ન હતી, તે આ વખતે વળી. સંપૂર્ણ શીક્ષા થવાથી અને પક્ષ તૂટી ગયાથી એ રાજ્યોએ ભવિષ્યમાં ફોગટ ફાળો મારવી મૂકી દીધી (ઇ. સ. ૬૨૭)[1]. આ વિગ્રહ દરમિયાન થોડા વખત ઉપર માઘ પંડિત શ્રીમાળમાં માલવાધીશ વર્મલાતના[2] કદર વગરના અમલમાં આશ્રયના અભાવે તંગીમાં મરણ પામ્યાનું ચક્રવર્તિકવિના જાણવામાં આવ્યું. એ સમાચારથી એને બહુ ખેદ થયો[3]. તેથી તે ત્યાં ઝાઝો ન ઠરતાં અંતપાલ નીમી સરહદનો બંદોબસ્ત કરી રાજધાનીએ પાછો ફર્યો.

---

હર્ષને ઇ. સ. ૬૩૪–૩૫ સુધીમાં એક વાર પણ પુલકેશીએ હરાવ્યો હોય, તો રવિકીર્તિ તેનાં બાણગાં ફૂંકયા વગર રહે નહિ. આથી, ઇ. સ. ૬૨૭-માં પુલકેશીએ હર્ષને હરાવ્યો એવી મતલબનું Smith's Early History of India માં લખ્યું છે, તે અપ્રમાણ અને અમાન્ય છે.

૧ हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસના નીચલા વાકયને આધારે આ લખ્યું છે:—अत्र बलजिता निश्चलीकृताश्चलन्तः कृतपक्षाः क्षितिभृतः ।. અહીં कृत्तपक्षाः કલ્પિત પાઠ છે; મૂળમાં कृतपक्षाः છે. ૨ રવિકીર્તિના લેખમાં કહેલા માલવોનો રાજા ક્ષેમાર્યાના લેખનો વર્મલાત સંભવે છે. એ લેખની સાલ સં ૬૮૨ એટલે ઇ સ. ૬૨૬ છે. તે વખતે વર્મલાત અપર માલવનો બળવાન સ્વતંત્ર રાજા હતો. એ વાત ધ્યાનમાં રાખી લાટ માલવ ને ગુર્જરોનું આક્રમણ હર્ષે ઇ સ. ૬૨૭માં કર્યાનું અટકળું છું. રાજ્યવર્ધનને હાથે માર્યા ગયેલા માલવેશ્વરનો ઉત્તરાધિકારી, જે હર્ષને ઇ. સ. ૬૧૧-માં તાબે થયો હતો, તે જ કદાચ આ વર્મલાત હશે ° ૩ જુઓ મારા अमरुशतकનો ઉપોદ્ઘાત.

હર્ષની શીતળ છાયામાં આર્યાવર્તમાં અને તેની સરહદ બહાર પણ જ્યારે સુખશાંતિ ફેલાઈ રહી હતી, ત્યારે નેપાળમાં ભારે અ-વ્યવસ્થા ચાલતી હતી. ત્યાંનો લિચ્છવી જાતિનો સૂર્યવંશી રાજા શિવ-દેવ સ્વભાવે નરમ હતો. તેની નરમાશનો ખોટો લાભ લેઈ એના સરદારો સ્વતંત્ર થઈ બેઠા હતા; અને રાજાની હકુમત નામની જ રહી હતી. આ અવ્યવસ્થા મટાડવા હર્ષ સેના લઈ ચડ્યો. રાજા શિવ-દેવે એનાં પગલાં વધાવી લીધાં. તેણે આર્યાવર્તના ચક્રવર્તીની તાબે-દારી સ્વીકારી ને પર્વતરાજ્યમાં હર્ષસંવત ચાલુ કર્યો. ઉપરાંત રાજ્ય-તંત્રમાં મદદ કરવા તેણે કોઈ લાયક સરદારની એની પાસે માગણી કરી. તે ઉપરથી, અંશુવર્મા° કરીને કૃપાપાત્ર પટાવત પોતાની પાસે હતો, તેની શિવદેવને સૂંપરત કરી હર્ષ પાછો ફર્યો[1] (ઇ. સ. ૬૩૩). અનેક યુદ્ધમાં મળેલી તાલીમથી પાવરધા બનેલા પટાવતે રગડીઝગડી લિચ્છવિ રાજાના શત્રુઓ નાબૂદ કર્યા અને રાજ્ય થાળે પાડ્યું. રાજાએ પ્રસન્ન થઈ તેને ગામગરાસ આપ્યો તથા સામંત અને મહાસામંતની પદવિ પણ ઇ. સ. ૬૩૫ અને ઇ સ. ૬૩૮માં બક્ષી. અંશુવર્માને હર્ષની ઓથ તો હતી જ. તે ઉપરાંત ઇ. સ. ૬૩૯માં કુમારી ભ્રકુટિ ટિબેટના

---

૧ हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસમાં નીચેનું વાક્ય આપેલું છે, તેને આધારે હર્ષે નેપાળ લીધાનું લખ્યું છેઃ—अत्र परमेश्वरेण तुषारशैलभुवो दुर्गाया गृहीतः करः।.° બીજી હકીકત Smith's Early History of India અને Indian Antiquaryમાંથી લીધી છે. નેપાળ જીત્યાની સાલ નીચેની ગણતરીથી અટકળી ને આપી છે. ઇ.સ. ૬૪૦ના લેખમાં અંશુવર્માના નામને महासामन्त પદ લગાડ્યું છે. તે પહેલાં એ પદવી એને મળી હોવી જોઇયે. ઇ સ. ૬૩૯માં ભ્રકુટિસુંદરીનાં સ્રંગસનગંપો સાથે લગન થાય છે, તે વખતે અંશુવર્મા એ માનવંત પદવી ધરાવતો હોવો જોઇયે આથી કરી ને ઇ. સ ૬૩૮માં શિવદેવે એને महासामन्त પદવી આપી લેખિયે અને તે પહેલાં ત્રણેક વરસ ઉપર તેને सामन्त બનાવ્યો ગણિયે, તો ઇ. સ. ૬૩૩ ના અરસામાં નેપાળ ઉપર હર્ષે ચડાઇ કરી હોય.

મહાપ્રતાપી રાજા સ્રંગસનગંપોને[૧] ૦ દીધાથી એની પણ તેને ઓથ થઈ. તે હવે સામંત મટી નેપાળનો રાજા થઈ પડ્યો. હર્ષે તેને સામ્રાજ્યનો ઉત્તરનો લોકપાલ પણ બનાવ્યો. એ સંજોગોમાં અંશુવર્માએ પર્વતપ્રદેશમાં એવી તો જમાવટ કરી, કે તેણે દાખલ કરેલૂં દોઅમલી રાજ્ય તેના પછી પણ બે પેઢી ર્‌હોર્‌યૂં૦.

હર્ષ નેપાળમાં હતો, તે અરસામાં વલભિપુરના પરમ માહેશ્વર બીજા ધ્રુવભટ કિંવા ધ્રુવસેન બાલાદિત્યે૦ લડાઇ જગાવી તેને પુલકેશીની મદદની આશા હશે એમ જણાય છે[૨]. પરંતુ ચાલુક્ય રાજા આ વખતે કાંચીપુરીના નરસિંહવર્મા સાથે પ્રાણાંત વિગ્રહમાં જોડાયો હતો. એ વિગ્રહનો વરસ બે વરસમાં પાર આવે એમ ન હતું. આથી કરી ને ધ્રુવભટે બાંધેલી આશા ફોગટ ગઈ. દરમિયાન નેપાળથી પાછો ફરેલો હર્ષ વલભિપુર ઉપર ચડી આવ્યો. તેનાથી હાર ખાઈ વલભીશ્વર જળમાર્ગે ભૃગુકચ્છ નાઠો. લાટ૦ દેશના અધિપતિ સામંત બીજા દદ્દ પ્રશાંતરાગે તેને સંઘર્યો, પણ તે ચક્રવર્તીને હવાલે કરવાને જ[૩].

---

૧ લ્હાસા સ્થાપનાર સ્રંગસનગંપો ઇ. સ. ૬૦૦ માં જનમ્યો હતો. ઇ. સ. ૬૨૯ માં તે ગાદીએ આવ્યો. તે વખતે એને તેરમૂં વરસ જતૂં હતૂં. ઇ. સ. ૬૩૯ માં એ બે રાણીઓ પરણ્યો. ઇ. સ. ૬૪૭ માં ચીનાઈ એળચી Wanghisue-tse જે હર્ષ રાજાના દરબારમાં ચીનના શહાનશાહ તરફની ભેટ લેઈ ને આવતો હતો, તેને મરનાર હર્ષના સેનાપતિ અર્જુને લૂંટી લીધો. તે બાબત દંડ દેવા ટિબેટનો રાજા તેના ઉપર ઇ. સ. ૬૪૭ માં ચડી આવ્યો. તેણે અર્જુનને હરાવી કેદ પકડ્યો અને તિરભુક્તિ શહેર કબજે કર્યૂં. એ અર્જુનનૂં પાટનગર હતૂં. ઇ. સ. ૬૫૦માં સ્રંગસનગપો મરણ પામ્યો. જુઓ V. A. Smith's Oxford History of India, Additions and Corrections. ૨ જુઓ Smith's Early History of India. ૩ જુઓ Ind. Ant. XIII, 70, Navasari Inscription, परमेश्वरश्रीहर्षाभिभूतवलभीपतिपरित्राणोपजातभ्रमदभ्रशुभ्रविभ्रमयशोवितानः श्रीदद्दः। આમાં વાપરેલા परमेश्वर વિશેષણથી સમજાય છે, કે દદ્દે હર્ષનૂં

મહાનુભાવ હર્ષે નવલોહિયા ધ્રુવભટને કેદમાં પૂરી લોહશૃંખલાએ નહિ પણ દીકરી દેઈ સગાઇની સાંકળે બાંધી લીધો[1] (ઇ.સ. ૬૩૩–૩૪); અને તેને દક્ષિણનો લોકપાલ પણ બનાવ્યો°.

દક્ષિણાપથનો દિગ્વિજય

હર્ષને માત્ર દક્ષિણાપથના રાજા નમાવવા બાકી હતા. એટલા જ ભાગમાં એની જયઘોષણા અધૂરી હતી. તે પ્રવર્તાવવા તરફ તેણે હવે લક્ષ લગાડયું. સામ્રાજ્યના મુખ્ય મથકોથી વિગ્રહના પ્રદેશ બહુ દૂર હતા, તેથી તેણે સરહદ પરના કોંગોદમંડલને ઉત્થાનનું અધિષ્ઠાન (base of operations) બનાવવાનો મનથી ઠરાવ કર્યો. એ દેશ શશાંકના મરણ પછી કર્ણસુવર્ણથી છૂટો પડી ગયો હતો°. તેના ઉપર હર્ષ પંડે ચડી ગયો. થોડા સમયમાં એ આખો દેશ તેણે જીતી લીધો[2] (ઇ.સ. ૬૪૨).

અહીંથી પ્રથમ કુંતલપુર ઉપર સવારી લેઈ જવાનો હર્ષે નિશ્ચય કર્યો. ત્યાંના રાજા પુલકેશી સત્યાશ્રય શ્રીવલ્લભ સાથે પાછળ પાછળથી ભાગ્યદેવી રીસાઈ બેઠી હતી. જેણે मत्तविलास પ્રહસનના કર્તા શત્રુમલ્લ મહેંદ્રવર્માને હરાવી હમેશને માટે વેંગીમંડળ પલ્લવો પાસેથી પડાવી લીધું હતું, તેણે મહેંદ્રવર્માના ઉત્તરાધિકારી કાંચીપતિ° નરસિંહવર્મા મહામલ્લના હાથે પરિયાલ, મણિમંગલ, શૂરમાર વગેરે યુદ્ધોમાં હાર ખાધી હતી°. છેલછેલ્લે શૂરા પલ્લવ વિજેતાએ વાતાપી પુરી આવી લૂંટી હતી. એવા અવસરમાં હર્ષ પુલકેશી પર ચડી આવ્યો.

ઉપરીપણું આ પહેલાં સ્વીકાર્યું હતું. હર્ષની કૃપા ઇચ્છતા ધ્રુવસેને તેના કૃપાપાત્ર દદનું શરણું લીધું હશે અને દદે વચ્ચે પડી સલાહ કરાવી હશે°.

[1] જુઓ Smith's Early History of India, બીજા દદ પ્રશાંતરાગનું દાનપત્ર, અને Watters' Yuan Chwang. [2] જુઓ Watters' Yuan Chwang અને Smith's Early History of India સાલ અહીં એક વરસ પાછોતર આપી છે.

અનમી ચાલુક્ય વીરે યુદ્ધમાં સામે મ્હોએ મરવૂં પસંદ કર્યૂં, પણ એ ન નમ્યો તે ન જ નમ્યો[1] (ઇ. સ. ૬૪૨)°.

કુંતલ જીતી સમ્રાટની સેના ચોલમંડલ તરફ વળી. એ દેશનો રાજા સામો થયો. પણ તે બળિયા સાથે બાથ ભીડી માર્યો ગયો. કુંતલ અને ચોલના રાજાઓ પડ્યા પછી નરસિંહવર્મા મહામલ્લના દૂતો મહાસાગરનાં મોતી અને લંકાના રત્નો સમેત અનેક અમૂલ્ય ભેટો લેઈ હર્ષના મેલાણમાં આવ્યા. મહેશ્વર ચક્રવર્તીએ મહામલ્લપુરનાં ભવ્ય શિવમંદિર પર્વતમાંથી કોરી કઢાવનાર શૂરા પલ્લવની મૈત્રિ સ્વીકારી યોગ્ય સત્કારપૂર્વક દૂતોને વિદાય કર્યા (ઇ.સ. ૬૪૨). કોઇ સમર્થ મોટો રાજા નમાવવો બાકી ન રહ્યાથી હર્ષ હવે પાછો વળ્યો[2] (ઇ.સ. ૬૪૩).

---

૧ Smith's Early History of Indiaમાં, નરસિંહવર્મા પલ્લવે ઇ. સ. ૬૪૨ માં વાતાપી ઉપર ચડાઇ કરી ત્યારે પુલકેશી તેને હાથે માર્યો ગયો, એમ લખ્યૂં છે. સ્મિથની આ અટકળ મયૂરના નીચેના સુભાષિત-[सुभा. ૨૫૧૫] થી ખોટી પડે છેઃ—भूपालाः शशिभास्करान्वयभुवः के नाम नासादिता भर्तारं पुनरेकमेव हि भुवस्त्वां देव मन्यामहे । येनाङ्गं परिमृष्य कुन्तलमथाकृष्य व्युदस्यायतं चोलं प्राप्य च मध्यदेशमधुना काञ्च्यां करः पातितः ॥ આ સુભાષિતમાં ઉત્તરાપથના માત્ર અંગ અને મધ્ય દેશનો નિર્દેશ છે. તે બે જીત્યાની બીના हर्षचरितથી પણ ગમ્યમાન છે. કુંતલ ચોલ અને કાંચી દક્ષિણાપથમાં છે; તે પૈકી એકે ઉપર ફતેહ કર્યાનો નિર્દેશ हर्षचरितમાં નથી. અર્થાત્ ઇ. સ. ૬૩૫ પછી દક્ષિણા-પથનો વિજય. જુઓ વળી कादंबरी Bom. S. Series, પૃ. ૧૦૧ । इयं खलु कन्यका महाराजेन पूर्वं कुन्तलराजधानीमवजित्य कुन्तलेश्वरदुहिता पत्रलेखा भिधाना बालिका सती बन्दीजनेन सहानीयान्तःपुरपरिचारिकामध्यमुपनीता । જુઓ ભાલણની કાદંબરી, કડવૂં ૧૧, કડી ૮૮-૮૯:—પૂર્વિ કુંતલ દેશ જીત્યુ જઈ તહ્મારી તાતિ. કુંતલરાની ઓહ પુત્રી પત્રલેખા નામ; જુઓ વળી એના ઉપરનૂં ટિપ્પણ. ૨ દક્ષિણમાં હર્ષે મેળવેલી તેહની નહિ જેવી (meagre) નોંધ પૂર્વે આપેલા મયૂરના સુભાષિતમાં જળવાઈ

### ચક્રવર્તીનું મરણ

દક્ષિણાપથથી આવ્યા પછી હર્ષ ઝાઝાં વર્ષ જીવ્યો જણાતો નથી. ઇ. સ. ૬૪૮ના આરંભમાં એના યશસ્વી અને કલ્યાણકારક જીવનનો અંત આવ્યો, એમ યવનચંગને આધારે ઐતિહાસક લખે છે°. શતખંડ થયેલા ભરતખંડને જેના જાદુઇ દંડે એક અખંડ તેજસ્વી આદર્શ બનાવ્યો હતો, તે મહાસમર્થ જાદુગર ચાલ્યો ગયો; અને એકતાનો મહામંત્ર સાધનાર બીજો જાદુગર પેદા થતા સૂધી એ આયનાના પાછા સહસ્ર કડકા થઈ ગયા[1].

હર્ષને અભિષેકકાળનો માતંગદિવાકરનો આશીર્વાદ ફળ્યો નહિ. રાજલક્ષ્મી એની સ્નુષા થવા વારો આવ્યો નહિ; કેમકે એને પુત્ર કે દૌહિત્ર જાણવા પ્રમાણે હતો નહિ. આર્યાવર્તનો સૂર્ય આથમ્યો, કે એકાએક સ્થાણ્વીશ્વર શહેર પૂર્વના અંધકારમાં ગરક થઈ ગયું. એના રાજમહેલો[2] જે એક કાળે તેમની અત્યંત ઊંચાઇથી અને ભારે મજબૂતાઇથી પ્રેક્ષકને વિસ્મયમાં બૂડાવી દેતા હતા તેનું નામનિશાન

---

રહી છે. એમાં અંગના મર્દન ઉપરાંત કુંતલનાઉન્મૂલનનો, ચોલના વધનો અને કાંચીપતિના કરગ્રહણનો નિર્દેશ છે. કુંતલ પશ્ચિમ ઘાટની પૂર્વમાં ભીમા અને વેદવતીની વચ્ચે આવ્યો હતો; બિજાપુર, ધારવાડ, બેલેરી, ચીતલદ્રુગ, શીમોગા વગેરે જૂના કુંતલ દેશમાં આવી જાય છે. હાલ બાદામીના નામે ઓળખાતી વાતાપી પુરી મુંબઇ ઇલાકાના બિજાપુર જિલ્લામાં છે.

૧ જુઓ નેપાળના અંશુવર્માનો અને મગધના આદિત્યસેનનો દાખલો. એ જ રીતે લાટ, માલવ, ગુર્જર, સિંધુદેશ, ટક્ક, કાશ્મીર, ચેદિ, પાંચાલ, મહારાષ્ટ્ર, ધનકટક વગેરે રાજ્યો છૂટાં પડી સ્વતંત્ર થયાં હતાં. ૨ જુઓ રાજશેખરે काव्यमीमांसामां ઊતારેલો નીચેનો શ્લોકઃ—
संस्तम्भिनी पृथुनितम्बतटैर्धरित्र्याः संग्राहिनी जलमुचां चलकेतुहस्तैः ।
हर्षस्य सप्तभुवनप्रथितोरुकीर्तेः प्रासादपङ्क्तिरियमुच्छिखरा विभाति ॥.

પણ આજ જોવામાં આવતું નથી° હર્ષે જો કે તેનું નામ ઇતિહાસના વજ્રપટ્ટ ઉપર તરવારની અણીએ કોતરી કલમની ચાંચથી નિત્યપ્રકાશી રસ ભરી અવિચળ કર્યું છે, તથાપિ ત્યાંની પ્રજા કદાચ અત્યારે એ ચક્રવર્તીને કે કવિને ઓળખતી પણ નહિ હોય.

### હર્ષની રાજનીતિ°

દિગ્વિજયી હર્ષે જેવો દેશ જીતી જાણ્યો હતો, તેવો સંગ્રહી પણ જાણ્યો હતો. તેની નીતિ મુલક ખાલસા કરવાની નહિ, પણ દેશ વશ કરવાની હતી. ભૂમિ પડાવી લેઈ તે વૈરી ઊભા કરતો નહિ, પણ પાંખમાં લેઇ પારકાને પોતાના કરી લેતો. એની રૈયત એને જીગરથી વ્હાલી હતી[૧]; એના આશ્રયી એની સાથે એકદિલી ધરાવતા હતા; એના માંડલિકો એના ઉપર મમતા અને આદરભાવ રાખતા હતા; અને એના મિત્રો એના પ્રત્યે માન અને પ્રેમની દૃષ્ટિએ જોતા હતા. અલબત, સામા થાય અને માર્યા જાય, તેમનાં રાજ્ય તો મેળવી લીધા વિના સિદ્ધિ નહિ. બાકી જીતાયલા અને વશ થયેલા દેશને તો માલિકના જ હાથમાં રહેવા દેતો. મૈત્રી શોધતા મુગટધારી સાથે એ વિગ્રહ માંડતો નહિ; બલકે સવિશેષ પ્રીતિ અને સત્કારથી તેમને ત્રેવડતો હતો. મંડળનો ક્ષોભ થવા પામ્યો નહિ અને અંતઃકોપ ઊપજ્યો નહિ, તે આ ઉદાર નીતિને લીધે.

હર્ષ ગાદીએ આવતા પહેલાં સારા ભાગ્યે વિદેશીઓનો ઉપદ્રવ નાબૂદ થયો હતો; કેમકે હૂણનાં ત્રણે રાજ્યો ઊંધાં વળ્યાં હતાં. પ્રભાકરવર્ધન, અવંતિવર્મા અને રાજ્યવર્ધનના પરાક્રમશાળી બાહુએ ભરતખંડની વાયવ્ય સીમા નિષ્કંટક અને નિર્ભય બનાવી હતી. આડખીલી માત્ર આવી વસેલા ગુર્જરો અને તેમના મળતિયાની હતી. હૂણલોહીએ તેમને જંપીને બેસવા દીધા નહિ. ફરીને ચડાઇ કરવા-

---

૧ જુઓ ह. च. । २ । अस्य .... अनुरागस्य लोकहृदयानि .... न पर्याप्तो विषयः ।.

ની ચક્રવર્તીને જરૂર પડી તે એકલા એમના ઉપર. વિદેશીઓનો ઉપદ્રવ શમ્યો હતો ત્યારે જ હર્ષ રાજ્ય જમાવી શક્યો, અતિદૂરના દેશો ઉપર સવારી કરી શક્યો અને ચક્રવર્તિપદ મેળવી શક્યો.

બહારથી કોઇ શત્રુ એકાએક ચડી આવવા પામે નહિ, એટલા માટે હર્ષે લોકપાલની પદ્ધતિ દાખલ કરી હતી[1]. પ્રાગ્જ્યોતિષના ભાસ્કરવર્માને એણે પૂર્વ દિશાનો લોકપાલ નીમ્યો હશે (ઇ. સ. ૬૩૩)[2]; તેની સાથે ઉત્તરનો લોકપાલ નેપાળના અંશુવર્માને નીમ્યો હશે; એમ એના સંબંધને લીધે ધરાય છે. વલભિપુરના ધ્રુવસેનને હર્ષે દક્ષિણનો લોકપાલ ઠરાવ્યો હતો (ઇ. સ. ૬૩૪), એમ આપણે યવનચંગના કહેવાથી જાણિએ છિયે[3]. પશ્ચિમની હદ ઉપર સમર્થ રાજ્ય કપિશનું હતું. ત્યાંના બુદ્ધિશાળી અને શૂરા ક્ષત્રિય રાજાને આસપાસનાં દશ કરતાં વધારે રાજ્યો કર ભરતાં હતાં[4]. ઇ. સ. ૬૦૫ માં રાજ્યવર્ધન

---

૧ જુઓ ह. च. । ३ । अत्र लोकनाथेन दिशां मुखेषु परिकल्पिता लोकपालाः ।. ૨ પૂર્વનાં અંગ વંગ વગેરે રાજ્યો ઉપર ભાસ્કરવર્મા આધિપત્ય ધરાવતો હતો, તે બે રીતે જાણી શકાય છે. Dacca Review (1913) માં એનું એક શાસન છપાયું છે; તે કર્ણસુવર્ણથી કરી આપેલું છે. અર્થાત્ કર્ણસુવર્ણ એના આધિપત્ય નીચે હતું. વળી યવનચંગ ઇ. સ. ૬૪૩માં બીજી વારનો નાલંદમાં રહેતો હતો, ત્યારે ભાસ્કરવર્માએ તેને મરજી વિરુદ્ધ કામરૂપ તેડાવી મગાવ્યો હતો. તે પણ એમ બતાવે છે કે નાલંદ પર્યંત એની આણ ફરતી હતી. પ્રાગ્જ્યોતિષના ભાસ્કરવર્માની શાસનમુદ્રા પણ નાલંદમાંથી મળી આવી છે; જુઓ J.B.B.R.S., Vol.V., pp.302-304. हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસમાં अत्र देवेनाभिषिक्तः कुमारः।° એ વાક્ય છે, તેમાંના कुमार શબ્દના વ્યાખ્યાનમાં संकेतकारे અજબ ગોટાળો કર્યો છે. તે લખે છેઃ—कुमारः कुमारगुप्ताख्यः । कुमारो वा दर्पशातान्मोचितः कुमारः। गुहः पुत्रश्च कुमारः।. ૩ જુઓ Duff's Chronology of India. એ પુસ્તકમાં 'the king of Southern India' એ શબ્દો વાપર્યા છે. ૪ જુઓ Watter's Yuan Chwang.

તુષારગિરિ ઓળંગી એના દેશમાં થઈ ને બામિયન ઉપર સવારી લેઈ ગયો હતો, તેથી સમજાય છે કે કપિશ રાજ્ય સ્થાણ્વીશ્વરની સત્તા નીચે હતું. એ કપિશના ક્ષત્રિય રાજાને કદાચ ચક્રવર્તીએ પશ્ચિમનો લોકપાલ નીમ્યો હશે. કૌટિલ્યના સમયનો અંતપાલ જેમ સરહદનું એકાદ નાકું સાચવતો, તેમ હર્ષના સમયનો લોકપાલ એક દિગ્ભાગનું રક્ષણ કરતો હતો.

હર્ષે અધિરાજ્યના ખાલસા મુલકને ભુક્તિ એટલે જિલ્લાઓમાં વ્હેંચી નાંખ્યો હતો અને તેનો વહીવટ ભોગી નામ ધરાવનારા મુલકી સત્તાધારીને સોંપ્યો હતો. તેઓ મહેસુલ ઊઘરાવતા અને ઊપજનો છઠ્ઠો હિસ્સો ભોગ એટલે રાજભાગ તરીકે દરબારમાં ભરતા[1]. ગંગા અને તેની દક્ષિણવાહિની શાખાઓથી ફળદ્રુપ બનેલા મુલકનો મોટો ભાગ ખાલસા હતો. તેની ભોગપદ્ધતિ બંગાળાની જમીનદારી-(Permanent Settlement)ને મળતી હતી; પણ તે ગરાસદારી-(Feudal System)થી તદ્દન ભિન્ન હતી. જમીનના મહેસુલ સિવાય બીજા કરનો બોજો બહુ ઓછો હતો. વગર પૈસે વેઠ કરાવતા નહિ; પણ કામ કરનારને યોગ્ય મહેનતાણું આપતા[2].

ગુન્હાને માટે ગુન્હેગારને યોગ્ય સજા કરવામાં આવતી હતી. ભારે ગુન્હો કરનારનાં નાકકાન વગેરે કાયમની એંધાણી તરીકે કાપતા હતા, અથવા તો તેને હદપાર કરતા હતા. ગુન્હાની તપાસ દિવ્યથી પણ થતી હતી[3]. વાજબી દાબને લીધે એકંદરે જાનમાલની સલામતી સારી હતી. ઐતિહાસકો સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્ય અને મહારાજા હર્ષના વહીવટની સરખામણી કરે છે અને યવનચંગને નડેલા અક-

---

૧ જુઓ ह. च. ।३। अत्र प्रजापतिनाशेषभोगिमण्डलस्योपरि क्षमा कृता ।.
૨, ૩ જુઓ Smith's Early History of India.

સ્માતથી[1] હર્ષના બંદોબસ્તની કંઇક ખામી કાઢે છે. પરંતુ ફાહ્યાન° અને તેના પછીના પ્રવાસીના પ્રવાસક્ષેત્રના વિસ્તારમાં જે ભારે તફાવત છે, તે એઓ લક્ષમાં લેવો ભૂલી જાય છે. યવનચંગની મુસાફરી બહુ લાંબી હતી. તે છતાં પણ એને બે જ અકસ્માત નડયા, તે કહી આપે છે કે મુલકમાં જાપતો બહુ સારો હોવો જોઇયે. એકલડોકલ માણસને બધા એ જમાનામાં આવી અડચણ ઓછી આવજાવાળા માર્ગમાં નડે છે. જળવટ ને જંગલમાં અત્યારે પણ એમ જ બને છે.

ખાલસા અને તાબાના મુલકમાં સુવ્યવસ્થા અને સમાધાની જાળવવાને હર્ષ એના વિશાળ સામ્રાજ્યમાં ફરતો જ રહેતો હતો. એની મુલકગીરીની સવારીમાં સંખ્યાબંધ રાજારાણાઓ હાજરી ભરતા હતા[2]. ચોમાસું ઊતરતાં તે ચક્રવર્તીને છાજે એવા ઠાઠથી ફરવા નીકળતો. લોકો પણ રાજાધિરાજની પધરામણીની આતુરતાથી વાટ જોતા અને તેને આવકાર આપવાની ભારે તૈયારીઓ કરતા. તેના બહોળા લશ્કરનો અને તેની સાથેના રાજારાણાના રસાલાનો સમાસ શહેરમાં થવો અશકય હતો, તેથી સૌનાં જુદાં જુદાં મેલાણ થઈ

---

૧ ઇ. સ. ૬૩૬માં કનોજના ભદ્રવિહારમાં ત્રણ માસ રહ્યા બાદ શરદઋતુમાં જળમાર્ગે અયોધ્યા જતાં ગંગામાં ચાંચિયાનો યવનચંગને ભેટો થયો હતો એ વાત યવનચંગના જીવનચરિત્રમાં આપેલી હોય એમ જણાય છે. અર્થાત્ એ કેવળ મહિમા વધારવા પાછળથી જોડી કાઢી હશે, એમાં કંઇ શક નથી. જે વખતે હર્ષની સંપૂર્ણ સત્તા જામી હતી, જે વખતે જબરૂ નૌકાસૈન્ય અસ્તિત્વ ધરાવતું હતું, તે વખતે કનોજ અને પ્રયાગ વચ્ચે ગંગામાં આવો બનાવ બને એ સંભવિત નથી. ઇ. સ. ૬૩૦-૩૧-ના તામ્રપત્રમાં નૌકાસૈન્યનો ઉલ્લેખ છે. ઇ. સ. ૬૪૩ની મોક્ષપરિષદમાં ગંગામાં નૌકાસૈન્યની યાત્રા નિર્દિષ્ટ છે. જુઓ Smith's Early History of India.

શકે એવી સોઇવાળી પડતર ભૂમિમાં તે વસતીથી છેટે પાણીની પાસે પડાવ નાખતો[૧].

ચક્રવર્તીએ મંડળ બહારના કોઇ રાજા સાથે સંધિસંબંધ (diplomatic relation) જોડ્યો હોય, તો તે માત્ર મહાચીનના શહાનશાહ[૨] સાથે જોડ્યાનું ખાતરીથી જાણવામાં છે. ઇ. સ. ૬૪૧-માં એણે એક કુશળ બ્રાહ્મણને યોગ્ય રસાલા સાથે સંધિપાલ તરીકે એ દેશ મોકલ્યો. ભાળવેલું રાજકાર્ય દક્ષતાથી બજાવી તે ઇ. સ. ૬૪૩માં પાછો વળ્યો, ત્યારે શહાનશાહે ચક્રવર્તીના દરબારમાં પોતાનો એલચી પાઠવ્યો. એ મહાચીન પાછો ફર્યા પછી ઇ. સ. ૬૪૬ માં શહાનશાહે હર્ષના દરબારમાં બીજા એલચીની નીમણુક કરી. પણ તે હિંદુસ્તાન પ્હોચ્યો, તે પહેલાં હર્ષ ગુજરી ગયો હતો, અને એણે સ્થાપેલું મહારાજ્ય ગતકાળની કહાણીમાં ભળ્યું હતું[૩].

બીજી મળી આવતી હકીકત ઉપરથી એમ પણ જણાય છે, કે ચક્રવર્તી હર્ષને ઇરાનના શહાનશાહ સાથે પણ સંધિસંબંધ હતો. हर्षचरितમાં ઉત્સાહીની વિજયચર્યામાં આવી જનારા દેશોમાંના એક તરીકે પારસીક દેશ ગણાવ્યો છે[૪]. વળી ઉજ્જયિનીના તારાપીડને પારસીકાધિપતિ સમુદ્રમાંથી પ્રગટેલો ઉત્તમ અશ્વ ભેટ મોકલે છે,

---

૧ પ્રજાને અર્થે પ્રવાસે નીકળવાના આ તેના કાયમ ધોરણને લીધે માતંગદિવાકરે એક પ્રસંગે શરદ ઋતુના આરંભે નીચેનું સુભાષિત સંભળાવ્યું હતું—याते शमं रजसि जातजलाभिषेका धौताम्बराः स्फुरितपाण्डुपयोधरान्ताः । पत्युः प्रजार्थमधुना तव पुष्पवत्यो वाञ्छन्ति संगममिमाः ककुभश्वतस्रः ॥ सुभा० । २४९६ ।. મેલાણનું વર્ણન हर्षचरितમાં અને कादंबरीમાં આપ્યું છે.

૨ તઆઈસુન (T'ai-tsung), રાજ્યકાળ ઇ. સ. ૬૨૭–૬૫૦.

૩ જુઓ Smith's Oxford History of India, pp. 169-170.

૪ જુઓ ह. च. । ७ । द्वसीय एवान्तरं तुषारगिरिगन्धमादनयोरुत्साहिनः, किष्कुस्तुरुष्कविषयः, प्रादेशः पारसीकदेशः, शशपदं शकस्थानम् ।°.

એમ कादम्बरीમાં કહ્યું છે[૧]. ઉપરાંત મૂલસ્થાનના સૂર્યપૂજકોના મહામંડળમાં ઇરાનના વિદ્વાન મગે હાજરી આપી હતી અને તેમનો હર્ષે સારો સત્કાર કર્યો હતો, એવું અન્યત્ર છે[૨]. તે ઉપરથી અટકળ થાય છે, કે ખુશરૂ પરવેઝના રાજ્યકાળમાં[૩] ઇ. સ. ૬૧૬–૧૭ ના અરસામાં ઇરાન અને આર્યાવર્ત રાજદ્વારી મહોબતથી જોડાયાં હતાં. એ મહોબતનો સંબંધ યઝદીજર્દના[૪] અમલમાં ચાલુ રહેલો લાગે છે. કેમકે ઇ. સ. ૬૩૩ ના અરસામાં હર્ષે અજિરવતીને કાંઠે મણિપુર પાસે પડાવ કર્યો હતો, ત્યારે તેની છાવણીમાં ઇરાની એલચીઓ પણ હતા.[૫]

## હર્ષની ધર્મનીતિ

સર્વ મોટા ધર્મ પ્રત્યે પૂજ્યભાવ એ હર્ષનું નીતિસૂત્ર હતું. પરંતુ તેની વિશેષ ભક્તિ તો શંકર ભગવાનમાં રૂઢ થઈ હતી: એટલે કે તે પરમ માહેશ્વર હતો°. તે વિજયયાત્રાએ નીકળે છે, ત્યારે પરમ ભક્તિથી શંકરનું પૂજન કરે છે; અને તેમનાં આઠ સ્વરૂપમાનું એક જે હુતાશન, તેને વિધિ પુરઃસર હવિ આપે છે[૬]. તેની દાનમુદ્રા

---

૧ જુઓ काद० । एष खलु देवस्य पारसीकाधिपतिना त्रिभुवनाश्चर्यमिति कृत्वा जलधिजलादुत्थितमयोनिजमिदमश्वरत्नमासादितं मया महाराजाधिरोहणयोग्यमिति संदिश्य प्रहितः । સંઘેય પ્રત્યંતરાજા તરીકે मुद्राराक्षसમાં પારસીકાધિરાજની પરિગણના કરી છે. ૨ જુઓ Smith's Early History of India. ૩ ખુશરૂ પરવેઝનો રાજ્યકાળ ઇ. સ. ૫૯૦–૬૨૮. ૪ યઝદીજર્દ ત્રીજાને ઇ. સ. ૬૪૧ ના અરસામાં નેહવંદના રણક્ષેત્રમાં આરબોએ હરાવ્યો ને ઈરાનની પારસી શહાનશાહતનો અંત આવ્યો. ૫ જુઓ ह. च. । २ । सर्वाम्भोधिवेलावनवलयवासिभिश्च म्लेच्छजातिभिः ...... उपास्यमानम् ...... राजद्वारमगमत् ।.
૬ જુઓ ह. च. । ७ । विरचय्य परमया भक्त्या भगवतो नीललोहितस्यार्चामुदर्चिषं हुत्वा प्रदक्षिणावर्तशिखाकलापमाशुशुक्षणिम्० ।.

નંદીથી અંકિત છે[૧]. બંસખેડ અને મધુબનનાં તામ્રપત્રોમાં તે પોતાને પરમ માહેશ્વર જ લખે છે[૨]. સોનપતથી મળેલી હર્ષની શાસન મુદ્રામાં નંદીની મૂર્તિ છે. તેની બંને નાટિકાના મંગલશ્લોકમાં શિવ-પાર્વતીનું કીર્તન છે[૩]. યવનચંગ હર્ષને બૌદ્ધ કહે છે[૪]. પરંતુ તે જો બૌદ્ધ હોય, તો ઇ. સ. ૬૦૬માં માતાપિતાની ઉત્તરક્રિયા શ્રૌત વિધિથી કરે નહિ[૫]. તે બૌદ્ધ હોય, તો ઇ. સ. ૬૨૯ ને ૬૩૧માં પરમ સૌગત ભાઇના આત્માના શ્રેય અર્થે બ્રાહ્મણોને ગામો આપે નહિ[૬]. તે બૌદ્ધ હોય, તો ઇ. સ. ૬૪૧માં બૌદ્ધ શહાનશાહને ત્યાં બ્રાહ્મણ સંધિપાલ મોકલે નહિ[૭]. તે બૌદ્ધ હોય, તો ઇ. સ. ૬૪૪-માં सर्वस्वमहादाननो° સમારંભ કપિલવાસ્તુ, શ્રાવસ્તી, રાજગૃહ, બુદ્ધ-ગયા જેવાં બૌદ્ધ પુણ્યક્ષેત્રો મૂકી ત્રિવેણીસંગમે તે ઉજવે નહિ[૮]. ચીનાઇ સાધુ યવનચંગ પહેલી વારનો પાંચ છ વરસ (ઇ. સ. ૬૩૪ –૬૩૯) પર્યંત નાલંદમાં રહ્યો હતો°; તે દરમિયાન જેને એ બૌદ્ધ કહે છે તે એને કેમ તેડતો ત્રેવડતો નથી? તે તો જ્યારે એ પાછો વળે છે ત્યારે, ચીનના શહાનશાહ સાથે સંધિસંબંધ બંધાયા પછી, ઇ. સ. ૬૪૩માં કનોજ મુકામે બૌદ્ધ મોક્ષપરિષદના પ્રસંગે મુલાકાતે બોલાવે છે[૯].°

---

૧ જુઓ ह.च.।७। तत्रस्थस्य चास्य ग्रामाक्षपटलिकः सकलकरणिपरिकरः करोतु देवो दिवसग्रहणमद्यैवावन्ध्यशासनः शासनानामित्यभिधाय वृषाङ्कामभिनवघटितां हाटकमयीं मुद्रामुपनिन्ये।. ૨ જુઓ Ep. Ind. IV, 223, બંસખેડ-નું અને Ep. Ind. I. 67, મધુબનનું તામ્રપત્ર. ૩ જુઓ प्रियदर्शना અને रत्नावली નાટિકાની प्रस्तावना. ૪ જુઓ Watters' Yuan Chwang. ૫ જુઓ हर्षचरितના પાંચમા ઉચ્છ્વાસનો પાછલો અને છઠ્ઠાનો આગલો ભાગ. ૬ જુઓ બંસખેડ અને મધુબનનાં તામ્રપત્ર. ૭ જુઓ Smith's Early History of India. ૮, ૯ જુઓ Watters' Yuan Chwang.

મહાયાનીઓમાં બુદ્ધ ભગવાનનાં બે સંસ્કૃત સ્તોત્રો હર્ષને નામે પ્રસિદ્ધ છે, अष्टमहाचैत्यवन्दनस्तोत्र અને सुप्रभातस्तोत्र[1]. પહેલું ચીનના પવિત્ર બૌદ્ધ પુસ્તકોના સંગ્રહમાં સ્થાન પામી ચીનાઇ લિપિમાં જળવાઈ રહ્યું છે. બીજું નેપાળી અનુવાદ સાથે નેપાળ દેશથી હાથ લાગ્યું છે. चैत्यवन्दनનું સંસ્કૃત એટલું ભ્રષ્ટ છે, કે કોઇ કાળે તે नागानन्द અને रत्नावलीના કર્તાની કૃતિ તરીકે સ્વીકારી શકાય નહિ. એ સ્તોત્ર હર્ષનું નહિ પણ શિષ્ટ સંસ્કૃતથી અજાણ્યા કોઇ સામાન્ય બૌદ્ધ ભિક્ષુનું છે, તેની ખાતરી થવાને માત્ર તે એકવાર વાંચી જવું જ બસ છે. બીજા સ્તોત્રમાં દેવો અને ઋષિમુનિઓ વગેરેને ઊંઘતા કહ્યા છે ને તેમની નિંદા કરી છે. માત્ર બુદ્ધ ભગવાનને જાગતા વર્ણવ્યા છે. પરમ માહેશ્વર શિવનો ઉપહાસ કરે[2], સૌર સંઘનો યાત્રિક સૂર્યને નિંદે અને માનતુંગાચાર્યનો મેળાપી નિર્ગ્રંથોની અવહેલના કરે[3], એ કેવળ અસંભવિત છે. दिव्यावदान વગેરે બૌદ્ધ સંસ્કૃત ગ્રંથોની કવિતામાં ગુરુનો લઘુ ઉચ્ચારવાની છૂટ લીધી છે. તેવી આ સ્તોત્રમાં પણ લીધેલી જણાય છે; તેથી એ પણ કોઇ બૌદ્ધ કવિએ રચ્યું હોય એમ લાગે છે. હર્ષે એવી છૂટ કદી પણ લીધી નથી; એટલે એ હર્ષનું હોઈ શકે નહિ[4].

---

૧ જુઓ ફ્રેંચ ભાષામાં M. Ettinghausen કૃત Harsa Vardhana. આ સ્તોત્રોના કર્તૃત્વ વિશે સવિસ્તર ચર્ચા 'નવજીવન અને સત્ય', ઑક્ટોબર-નવેંબર, ૧૯૧૮ માં 'ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર' એ મથાળાવાળા લેખમાં મેં કરી છે. જુઓ પરિશિષ્ટ. ૨ જુઓ सुप्र. स्तो. । ९ । हिमगिरिशिखराभः सर्पयज्ञोपवीतस् त्रिपुरदहनदक्षो व्याघ्रचर्मोत्तरीयः । सह गिरिवरपुत्र्या सोऽपि सुप्तस्त्रिशूली दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥. ૩ જુઓ सुप्र. स्तो. । १८ । असनवसनहीना भाव्यमाना विरूपा अलमखिलविघातैः प्रेतवद् दिग्धदेहाः । उभयगतिविहीना नित्यसुप्ताश्च नग्ना दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥. ૪ 'હર્ષે એક વાર રાજસભામાં સૌને કહ્યું, કે જેને જે કવિતાનું પુસ્તક વધારેમાં

તત્ત્વજિજ્ઞાસાથી હર્ષ સર્વ ધર્મના પ્રસિદ્ધ ઉપદેશકોને મળવાની તક સાધતો હતો. બાણભટ્ટે તેને પાશુપત, સૌર, ભાગવત, બૌદ્ધ, આર્હત, આજીવક, વગેરેની મુલાકાત લેતો વર્ણવ્યો છે[1]. ઇ. સ. ૬૧૮ ના અરસામાં[2] સૂર્યપૂજકોનો મોટો સમવાય (સૌરસંઘ) મૂલસ્થાનમાં મળ્યો હતો°. તે પ્રસંગે વિદેશીઓના ઉતારા માટે રાજ્યના ખરચે ભવ્ય મંડપ ઊભા કરવામાં આવ્યા હતા. એ મેળાવડામાં હર્ષે પંડે હાજરી આપી હતી, અને પારસીકદેશના કાબેલ મગ વગેરે જે આવ્યા હતા તેમનું સારૂં આતિથ્ય કર્યું હતું[3]. ઇ. સ. ૬૪૩ માં કાન્યકુબ્જમાં બૌદ્ધ મોક્ષપરિષદ ભરવામાં આવી હતી. તેમાં વિદ્વાન

---

વધારે પ્રિય હોય તે કાલે લેતા આવજો. બીજે દહાડે સવારમાં પાંચસેં પોથીઓ આવી ને પડી. તપાસતાં ઘણીખરી जातकमालानी પ્રતો નીકળી.' આમ ઇત્સિંગ લખે છે. આ માત્ર આર્યસૂરે રચેલી ગદ્યપદ્યાત્મક जातकमालानो મહિમા વધારનારી બૌદ્ધ લોકકથા છે. કૈ. વા. પાંડુરંગ ગોવિંદશાસ્ત્રી પારખી जातकमालाने હર્ષની કૃતિ ગણે છે, તે ભૂલ છે.

૧ જુઓ ह. च. । २ । एकान्तोपविष्टैश्च जैनैरार्हतैः पाशुपतैः पाराशरिभिर्वर्णिभिश्च . . . उपास्यमानम् . . . राजद्वारमगमत् ।. ૨ જુઓ Smith's Early History of India, 'The king built near Mulasthana a great monastery constructed of timber after the foreign fashion, in which he entertained the strange teachers hospitably for several months'. અહીં ઐતિહાસક ઇંગ્રેજે strange એટલે ઈરાની લીધેલ છે. મૂલસ્થાનના મેળાવડામાં ઈરાન પ્રતિનિધિ મોકલી શકે એવો ઇસવી સાતમા શતકના પૂર્વાર્ધમાં અનુકૂળ સમય ખુશરૂ પરવેઝનો છે. પશ્ચિમ એશિયામાં જ્યારે એ રોમન લોકો સાથેના વિગ્રહમાં જીત ઉપર જીત મેળવતો હતો, ત્યારે ઇ. સ. ૬૧૬-૧૭ માં એને અને હર્ષને સંધિસંબંધ બંધાયો હશે; અને એ સંબંધની રૂએ એણે મૂલસ્થાનના મેળાવડામાં મગ પ્રતિનિધિ મોકલ્યા હશે. આ સમજથી એ મેળાવડાની સાલ ઇ. સ. ૬૧૮ આપી છે. ૩ એ ધર્મમહો-

ભિક્ષુઓનાં વ્યાખ્યાન સાંભળવાને હર્ષ દક્ષિણાપથથી ન્હાઇને આવ્યો હતો. પરિષદનું કાર્ય પતી ગયા પછી રાજ્યશ્રીની સાથે રહી ખાસ બેઠકોમાં તેણે યવનચંગનો ઉપદેશ સાંભળ્યો હતો[1].° ઉત્તર કાળમાં એકાદ મુલકી સવારી દરમિયાન કાશી ક્ષેત્ર પાસે જ્યારે પડાવ હતો ત્યારે માનતુંગાચાર્યનાં મુખે જૈનધર્મનો પ્રતિબોધ પણ તેણે શ્રવણ ધર્યો હતો[2]. વૈદિક ધર્મના પાલનથી અને અવૈદિક ધર્મના રક્ષણથી

---

ત્સવમાં આગના શોકજનક અકસ્માતથી કેટલાક જાનની ખુવારી થઈ હતી. તે સંબંધમાં તારાનાથ, વિદેશીઓને બાળી મૂકવા રાજાએ આગ લગાડી હતી એમ કહી, ખાલી હર્ષને વગોવે છે. આવી જ રીતે ઇ. સ. ૬૪૩-ના કાન્યકુબ્જના બૌદ્ધ મહોત્સવમાં પણ આગે દેખાવ દીધો હતો.

૧ જુઓ Smith's Early History of India. જ્યારે પાછળથી યવનચંગે સ્વદેશ જવાનો વિચાર જણાવ્યો, ત્યારે હર્ષે જાલંધરના રાજા ઉદિતને ઠેઠ સામ્રાજ્યની સરહદ સૂધી તેને માનભેર વળાવવા મોકલ્યો હતો.

૨ જુઓ प्रभावकचरितમાં मानतुङ्गप्रबन्ध. શ્રોતા તરીકે હર્ષનૂં નામ માત્ર પ્રભાચંદ્રે જ જાળવી રાખ્યૂં છે. आमचरित અને प्रबन्धचिन्तामणिમાં માનતુંગને અનુક્રમે સાતવાહન અને ભોજના સમયમાં મૂકેલ છે. દિગંબરો તેને વિક્રમાદિત્યના દરબારમાં મૂકે છે. બાણ, મયૂર ને માનતુંગના સંબંધમાં જે અદ્ભુત કથાઓ ચાલે છે, તે चण्डीशतक । ૧ ।, सूर्यशतक । ૬ । ને भक्तामरस्तोत्र । ૪૨ । ઉપરથી જોડાઈ જણાય છે. भक्तामरस्तोत्र । ૧૬ । માં सूर्यशतक । २३ । ની જાણે છાયા ઊતારી હોય એવૂં સહેજે દીસી આવે છે. चण्डीशतकના છઠ્ઠા પદે, सूर्यशतकના છઠ્ઠા શ્લોકે, भक्तामरस्तोत्रના બેતાળીસમા શ્લોકે ચમત્કારકથાને જન્મ આપ્યો છે. भक्ताकरस्तोत्रના ચુમાળીસ અનેताराशतकના સો શ્લોકના અંતે બંધમોક્ષ.

ઇસવી આઠમા શતકના પૂર્વાર્ધમાં થયેલા કાશ્મીરી બૌદ્ધસાધુ સર્વજ્ઞમિત્રના आर्याताराস্রग्धराशतकના સંબંધમાં પણ આવી જ વાત ચાલે છે. એક બ્રાહ્મણે કન્યાદાન દેવા એની પાસે ધનની મદદ માગી. તેની

બૌદ્ધોએ આપેલું ધર્મપાલ ઉપનામ એ સાર્થક કરે છે[૧]. ઉત્તમ શીલને લીધે તેને શીલાદિત્ય પણ કહે છે°.

હર્ષની સર્વ મહાન ધર્મ પ્રત્યેની આ ઉદાર વૃત્તિ કુટુંબકક્ષામાં જ કેળવાઈ ઉપચય પામી હતી. વંશકર પુષ્પભૂતિ શિવભક્ત હતો[૨]; હર્ષના નજીકના ત્રણ પૂર્વજો આદિત્યભક્ત હતા; અને તેનો મોટો ભાઇ બૌદ્ધ હતો[૩]. એ રાજકુટુંબમાં ધર્મની બાબતમાં જે છૂટ ચાલી આવી હતી, તેના પરિણામે હર્ષના વિચાર સાંકડા થવા પામ્યા નહિ. એ ધાર્મિક થયો, પણ ધર્માંધ ન થયો. સમાશ્વાસન અને સદુપદેશ આપવા બૌદ્ધ ભિક્ષુ દિવાકરમિત્રને શોકમગ્ન વિધવા બહેનની ભાળવણી એણે કરી હતી[૪], તે એની આ વિશાળ અને ઉચ્ચ ધર્મભાવનાને લીધે. એ ભિક્ષુના સત્સંગમાં રહી રાજ્યશ્રીએ બૌદ્ધ ધર્મ અંગીકાર કરી પાછળથી જ્યારે કાન્યકુબ્જમાં બૌદ્ધ મોક્ષપરિષદ મેળવવાનો સંકલ્પ કર્યો, ત્યારે હર્ષે બહેનને અનુમોદન આપ્યું એટલું જ નહિ, પણ તે

---

ખાતર તે નરમેધ ઉજવવા માગતા એક રાજાને ત્યાં વેચાયો. તેણે સો પુરુષો પશુ તરીકે હોમવા એકઠા કર્યા હતા. હોમી દેવાનો વખત પાસે આવતાં સાધુના વ્યસનસબ્રહ્મચારીઓએ કલ્પાંત કરવા માંડયું. તેમને ઉગારવા સો સ્રગ્ધરામાં સ્રગ્ધરા જે આર્યા તારાદેવી તેની સ્તુતિ કરી તેણે સોએને ઉગારી લીધા. જુઓ Lit. Hist. of Skr. Buddhism, p. 111. सूर्यशतक, चण्डीशतक, તેમ स्रग्धराशतक.

૧ સ્રંગસનગંપો (Sron-tsan-sgam-po) ના પ્રધાન Thon-mi-sam-bhotaની તિબેટી ભાષાની અષ્ટાધ્યાયીના બચેલા બે અધ્યાય ઉપરની ટીકામાં ટીકાકાર સિતુ(Situ)એ આ ઉપનામથી હર્ષવર્ધનનો નિર્દેશ કર્યો છે એમ સદ્ગત હરપ્રસાદ શાસ્ત્રીના લખાણમાં છે. ૨ જુઓ ह. च. । ३ । ૩ જુઓ બંસખેડ અને મધુબનનાં દાનપત્રો, સોનપતનું મહોરનું બીબું અને ह. च. । ४ । ૪ જુઓ ह च. । ८ । अद्यप्रभृति यावदयं जनो लघयति प्रतिज्ञाभारमाश्वासयति च तातविनाशदुःखविक्लवाः प्रजा-

મહોત્સવમાં દક્ષિણાપથથી પધારી પોતે હાજરી આપી; અને પૂજન અર્ચન આદિ જે જે પરમ સૌગત કરે, તે સર્વે એ પરમ માહેશ્વરે પૂરા ભાવથી કર્યું[1].

મન કર્મ અને વાણીથી પ્રાણીમાત્રનું હિત કરવું તે જ મોટામાં મોટું ધર્મોપાર્જન છે, એ હર્ષનો સિદ્ધાંત હતો[2]. એ પવિત્ર સિદ્ધાંતને અનુકૂળ સંસારી જીવન છે, એમ તેણે જોયું. એટલે ગાઢ શોકમાં અને તિવ્ર વૈરાગ્યમાં વૈર ઋણથી છૂટયા પછી કાષાય ગ્રહણ કરી ત્યાગી જીવન ગાળવાનો એણે જે વિચાર કર્યો હતો, તે વિજયોત્તર ફેરવ્યો[3]. કરુણાના સ્વર્ગીય જળે અભિષેક પામેલા હૃદયે सर्वस्वदान-

---

स्तावदिमामत्रभवतः कथाभिश्च धर्म्याभिः कुशलप्रतिबोधविधायिभिरुपदेशैश्चा-रजोभिः शीलोपशमदायिनीभिश्च देशनाभिः क्लेशप्रहाणहेतुभिश्च तथागतैर्दर्श-नैरस्मत्पार्श्वोपयायिनीमेव प्रतिबोध्यमानामिच्छामि । इयं तु प्रहिष्यति मयैव समं समाप्तकृत्येन काषायाणि ।.

૧ જુઓ Smith's Early History of India. કાન્યકુબ્જના ધર્મમહોત્સવમાં હર્ષનું ખૂન કરાવવાના પ્રયત્નના આરોપથી પાંચસેં બ્રાહ્મણોને દેશનિકાલ કર્યાનું કહેવાય છે; તે પણ પરધર્મદ્વેષણનો પરિણામ અને સમદર્શી હર્ષનું વગોણું છે. એવી જ રીતે હીનયાનના સિંહલી धर्माद्भुतसंग्रहમાં નીલપટધર એટલે સર્વાસ્તિવાદી બૌદ્ધભિક્ષુઓને તેમનાં ધર્મપુસ્તક સાથે એક પ્રાસાદમાં એકઠા કરી હર્ષે સળગાવી મૂકયાનું લખ્યું છે (જુઓ M. Ettinghausen કૃત Harsa Varahana), તે પણ વગોણું જ છે.
૨ જુઓ બંસખેડ અને મધુબનનાં દાનપત્રોમાંનો નીચેનો શ્લોકઃ-मनसा कर्मणा वाचा कर्तव्यं प्राणिनां हितम् । हर्षेणैतत् समाख्यातं धर्मार्जनमनुत्तमम् ॥. જુઓ વળી ह.च. ।२। एकागारमिव करुणायाः ...हर्षमद्राक्षीत् ।.
૩ જુઓ नागा ।४।३। शय्या शाद्वलमासनं शुचि शिला सद्म द्रुमाणामधः शीतं निर्झरवारिपानमशनं कन्दाः सहाया मृगाः । इत्थं प्रार्थितलभ्यसर्वविभवे दोषोऽयमेको वने दुष्प्रापार्थिनि यत परार्थघटनावन्ध्यैर्वृथा स्थीयते ॥.

નું મહાવ્રત લીધું[૧]. પૃથ્વીની ચારે દિશાથી આવી ને પાંચ પાંચ વર્ષે ભંડારમાં એકઠું થયેલું ધન તે સમદર્શી ચક્રવર્તીએ વૈદિક અને અ-વૈદિક સાધુ પુરુષોમાં વ્હેંચી દેવા માંડ્યું[૨]. અભિષેકથી શરૂ થયેલી આ દાનધર્મના દીક્ષા મરણથી સમાપ્ત થઈ.

### હર્ષની સાહિત્યસેવા

ઐતિહાસકો હર્ષના રાજકીય અને ધાર્મિક જીવનની કંઇક હકીકત આપે છે; પરંતુ એના સાક્ષરજીવન વિશે મૌન ધારણ કરે છે. એ બાબતમાં ઘણાં સૈકાં થયાં મતભેદ ચાલ્યો આવે છે, તેને લીધે કદાચ તેઓ વાદગ્રસ્ત વિષયથી દૂર રહેતા હશે°. પરંતુ બાણભટ્ટ હર્ષની વિદ્વત્તાનાં છૂટે મ્હોડે વખાણ કરે છે[૩]; અને યવનચંગ તેનું સમર્થન કરે છે. વિશેષમાં બાણે તેને સારો કવિ પણ કહ્યો છે[૪]. दशरूप અને साहित्यदर्पणમાં એની रत्नावलीમાંથી પુષ્કળ ઉતારા આપ્યા છે. આ

---

૧ જુઓ ह. च. । २ । जीवितावधि सर्वस्वमहादानदीक्षा० । અને अस्य त्यागर्थिनः . . . न पर्याप्तोविषयः ।. જુઓ વળી બંસખેડ અને મધુબનનાં દાનપત્રો, लक्ष्म्यास्तडित्सलिलबुद्बुदचञ्चलाया दानं फलम् ।. ૨ જુઓ Watters' Yuan Chwang અને Smith's Early History of India.

૩ જુઓ ह. च. । २ । अस्य . . . . . . पण्डितोपकरणं वैदग्ध्यम् ।, सर्वविद्यासगीति (કલ્પિત પાઠ, મૂળમાં संगीत) गृहमिव सरस्वत्याः । અને अस्य . . . . प्रज्ञायाः शास्त्राणि . . . . कौशलस्य कला न पर्याप्तो विषयः ।.

૪ જુઓ ह. च. ।१। काव्यकथास्वपीतममृतमुद्वमन्तम् ।, अस्य . . . कवित्वस्य वाचः. . . न पर्याप्तो विषयः ।. ચંદ્રાપીડ વિદ્યાગૃહથી ભણીગણી ઘેર પાછો આવે છે, ત્યારે રાજમહેલના વર્ણનમાં भावयता नरपतिकृतसुभाषितानि એમ ત્યાંના જનસમુદાય વિશે કહ્યું છે. એ વચનમાં તારાપીડનું કવિ તરીકે નિરૂપણ છે તે વડે હર્ષરાજા અનુલક્ષિત છે અને હર્ષની કૃતિઓનો માંડલિક રાજાઓ વડે રસાસ્વાદ સૂચિત છે; જુઓ कादम्बरी ।. ઉપરાંત प्रियदर्शना, नागानन्द અને रत्नावलीમાં નથી, એવા અનેક ઉત્તમ શ્લોક सदुक्तिकर्णा-

નાટિકા હર્ષની કૃતિ નથી, એમ કેટલાક કહે છે; પણ તેમનું એ કથન મિથ્યા છે. છસવી આઠમા શતકના અંતમાં કાશ્મીરના મંત્રિકવિ દામોદરગુપ્તે° कुट्टनीमत નામે કાવ્ય સંસ્કૃતમાં રચ્યું છે, તેમાં હર્ષનો અનંગહર્ષ એવા નામથી નિર્દેશ કર્યો છે[1]. એ વિશિષ્ટ સંજ્ઞા रत्नावलीના પહેલા અંકના છેવટના ભાગ ઉપરથી પડી હોય એમ મારૂં ધારવું છે.[2] અનંગહર્ષ નામ દીપશિખાકાલિદાસ[3], આતપત્રભારવિ[4], ઘંટામાઘ, નિશાનારાયણ વગેરે નામો યાદ દેવરાવે છે અને रत्नावली હર્ષે જ રચ્યાનું સાબીત કરે છે. प्रियदर्शना અને रत्नावलीમાં બહુ ઉઘાડું મળતાપણું છે. વસ્તુ સરખાં, પ્રસંગો સરખા અને રચના પણ સરખી

---

મૃતમાં હર્ષદેવને નામે આપેલા મળી આવે છે; તે પણ ધ્યાનમાં લેવા જોગ છે. જુઓ પરિશિષ્ટ.

૧ જુઓ ગાથા ૮૦૦:–वयमपि देवनिकेतनमनङ्गहर्षे गते त्रिदिवलोकम् । आश्रितवन्तो गत्वा तीर्थस्नानानुरोधेन ॥ (દેવનિકેતન–કાશીવિશ્વેશ્વર). कुट्टनीमतમાં रत्नावलिના પહેલા અંકમાંની ગાથા ઊતારી પણ છે:– उदयतटान्तरितमियं प्राची सूचयति दिङ् निशानाथम् । परिपाण्डुना मुखेन प्रियमिव हृदयस्थितं रमणी ॥ ૨ જુઓ रत्नावली । १ । राजा । प्रिये . . . अनङ्गोऽयमनङ्गत्वमद्य निन्दिष्यति ध्रुवम् । यदनेन न संप्राप्तः पाणिस्पर्शोत्सवस्तव ॥ . . . . सागरिकागृहीतकुसुमा । अम्मो कुसुमलोहक्खित्तहिअआए अदिच्चिरं जेव्वं मए किदं । ता जाव इमिणा सिन्दुवारविडवन्तरेग पेक्खिस्सं (दृष्ट्वा सविस्मयम्) कहं पच्चक्खो जेव्व भअवं कुसुमाउहो इह पूअं पडिच्छदि । ता अहंपि इहत्थिदा जेव्व इमेहिं कुसुमेहिं भअवन्तं पूअइस्सं । णमो दे भअवं कुसुमाउह । अमोहदंसणो मे भविस्सदि ।(पुष्पाणि क्षिपति). બીજા અંકમાં આ પ્રસંગનું અનુસંધાન નીચે પ્રમાણે છે, તે પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે:–सुसंगता । सहि को उण एसो तए एत्थ आलिहिदो । सागरिका । पउत्ते मअणमहुस्सवे भअवं अणङ्गो ॥

૩ જુઓ रघुवंश । ६ । ६७ ।. ૪ જુઓ शिशुपालवध । ४ । २० ।.

છે; ઉપરાંત બંનેમાં સમાન (common) શ્લોક પણ જોવામાં આવે છે. રચનાની કળા તો नागानन्दમાં પણ નોંખી નથી. એમાં અને ઉપરની બે નાટિકામાં પણ કેટલાક શ્લોક સમાન છે. ત્રણેની પ્રસ્તાવના એક જ છે. આ રીતે ત્રણેનો કવયિતા ચક્રવર્તી હર્ષ પોતે જ છે; જેને લીધે મેં એને ચક્રવર્તિકવિ કહ્યો છે[1].

બાણભટ્ટ, દામોદરગુપ્ત[2], જયદેવ વગેરે હર્ષની પ્રશંસા કરે છે તે ઠીક છે; પણ કહેવું જોઇએ, કે તે કાલિદાસની જોડે બેસે એવો તો નથી જ. એના પ્રયોગબંધમાં કાર્ય બહુ પાંખું છે. પાછળથી તેનો

---

૧ ઑફ્રેક્ટની સૂચિમાં तापसवत्सराजનું નામ નોંધ્યું છે, એની પ્રસ્તાવનામાં કર્તા સંબંધી લેખ નીચે મુજબ છેઃ–सूत्र० । आर्ये अथ किम् । ननु तस्यैव सकलनरेन्द्रचन्द्रमसः श्रीनरेन्द्रवर्धनसूनोरनङ्गहर्षापरनाम्नः श्रीमात्रराजस्य कृतौ कृतानुरागो जनः संप्रति ।. એનું ભરતવાક્ય છે, તે ખંડિત હોઈ આ પ્રમાણે છેઃ–आम्नायार्थविभाविनः प्रतिदिनं नन्दन्तु विप्राः परं स(न्त)-स्तावदमी भवन्तु सुखिनो यावद् धरित्रीधराः । भृत्याः प्रौढ . . . એ ताप-सवत्सराजના ત્રણેક શ્લોકમાં रत्नावलीની છાયા જોવામાં આવે છે. આ હકીકત જર્મનીના Prof. Dr. E. Hultzsch તરફથી મળી છે. માત્રરાજને ઉપચારરૂપ અનંગહર્ષ ઉપનામ મળ્યું છે, તે रत्नावलीકારની સકારણ વિશિષ્ટ સંજ્ઞા છે. એ જોતાં તેનો કર્તા દેખીતી રીતે હર્ષથી ભિન્ન છે અને તે એના પછી થયો જણાય છે°. तापसवत्सराज જેમ ચક્રવર્તિ કવિની કૃતિ નથી, તેમ लिङ्गानुशासन પણ તેણે રચ્યું નથી. એનો કર્તા શ્રીવર્ધનસુત હર્ષવર્ધન કરી ને કોઇ વૈયાકરણ છે. હેમચંદ્ર કૃત लिङ्गानु-शासनમાં એની કૃતિમાંથી शारः शारी आयानयीनः वराटश्चेति हर्षः । એવો ઊતારો છે. હર્ષના लिङ्गानुशासन ઉપર દીપસ્વામિસુત વર્ણવાગીશ્વર શબર-સ્વામીએ વૃત્તિ લખી છે°.

૨ જુઓ कुट्टनीमत । ९४७ । आश्लिष्टसंधिबन्धं सत्पात्रसुवर्णयोजितं सुतराम्, निपुणपरीक्षकदृष्टं राजति रत्नावलीरत्नम् ॥

ઉપચય કરે છે ખરો, પણ આરંભમાં તો તેનો વણાટ છેક જાવરો જણાય છે. પ્રિયદર્શનાનો પહેલો જ અંક વાંચી કોણ કહેશે, કે નાટિકાની નાયિકા આરણ્યકા છે? નાગાનન્દના પણ પહેલા બે અંક વાંચી શંખચૂડનો પ્રસંગ કલ્પવો જરા મુશ્કેલ છે. રત્નાવલીમાં પણ નાયક વત્સરાજ બીજા અંકમાં જ નાયિકા સાગરિકાના સમાગમમાં આવે છે. આ ખામી હર્ષે જે વસ્તુરચનાની પદ્ધતિ સ્વીકારી છે, તેને લીધે ઉત્પન્ન થાય છે. એ હર્ષનાં નાટકોનૂં સ્વરૂપ સમજવા, નાટકના વસ્તુનાટક અને વ્યક્તિનાટક એવા ભેદ પાડવાની જરૂર છે. વસ્તુનાટકમાં વસ્તુની ગ્રથીનું નિરૂપણ હોય છે. વ્યક્તિનાટકમાં વ્યક્તિના ચરિત્રનૂં નિરૂપણ જોવામાં આવે છે. હર્ષનાં નાટકો આ બીજા પ્રકારનાં છે. પ્રિયદર્શના અને રત્નાવલીમાં નાયિકાનૂં અને નાગાનન્દમાં નાયકનૂં ચરિત્ર આલેખ્યૂં છે[1]. પહેલા બેમાં નાયકનાયિકાનો અનુરાગ અને ત્રીજામાં નાયકનો શંખચૂડને માટે દેહોત્સર્ગ જે વર્ણવેલ છે તે એ ચરિત્રનિરૂપણને અંગે છે. નાગાનન્દના વાંચનાર જોશે કે જીમૂતવાહન અને મલયવતીનો અનુરાગ પણ નાયકના ચરિત્રનૂં એક અંગ હોવાથી નાટકમાં નિરૂપિત છે. જીમૂતવાહનના જીવનના બે પ્રસંગને કવિએ સાંકળી લેઈ છ અંકનૂં વ્યક્તિનાટક રચ્યૂં છે. જીવનપ્રવાહના સળંગપણા તરફ દુર્લક્ષ ધરાવનારને એમાં અનુરાગ અને ભૂતદયાના અંકોડા એકએકથી નોખા દેખાય છે. વ્યક્તિનાટકમાં સુઘટિતતા દુઃસાધ્ય હોવાથી હર્ષે લીધેલો નવો માર્ગ પાછળથી સૂનો જ રહ્યો જોવામાં આવે છે. બાકી સંવિધાનની સાદાઇ, પ્રસંગોનું વૈચિત્ર્ય, વિનોદનૂં માર્મિકપણૂં અને પદ્યબંધની મુક્તકતુલ્ય પુષ્ટતા પ્રશંસાપાત્ર છે; અને તે હર્ષને કવિઓમાં ઊંચૂં સ્થાન અપાવે છે.

પ્રિયદર્શના સંજ્ઞાથી જેનો ઉપર વ્યવહાર કર્યો છે, તે સાધારણ

---

૧ નાગાનન્દ નામ વસ્તુગ્રંથીનૂં બોધક નથી. પણ મૃચ્છકટિકની પેઠે નાટકના એક આકર્ષક પ્રસંગનૂં અનુલક્ષક છે.

રીતે પ્રિયદર્શિકાના નામે પ્રસિદ્ધ છે. એ નાટિકાની નાટ્યસૂચિમાં નાયિકાનું નામ ઘણુંખરૂં પ્રિયદર્શિકા આપેલું છે. એના પાઠ્યભાગમાંના નવ પૈકી ત્રણ પ્રસંગમાં પણ એનો જ પ્રયોગ છે. એ ત્રણે પ્રસંગ સંસ્કૃત ગદ્યના છે. બાકીના છ પ્રસંગમાં પ્રિયદર્શના નામ વપરાયલું છે; ચાર પ્રાકૃત તથા એક સંસ્કૃત ગદ્યમાં, અને એક સંસ્કૃત પદ્યમાં. दशरूप । २ । ४८ । અને दशरूप । २ । ५४ । ઉપરના अवलोकમાં અનુક્રમે પ્રિયદર્શિકા અને પ્રિયદર્શનાનો પ્રયોગ છે°. વ્યુત્પત્તિ વિચારતાં પ્રિયદર્શના વધારે આદરણીય હોઈ તે જ નામ મેં સ્વીકાર્યું છે[1].°

નાટિકાઓ અને નાટક કયા ક્રમમાં રચાયાં હશે, તે બાબતમાં

---

१ जैनसाहित्यसंशोधक, भाग १, अंक १, પૃષ્ઠ ૪૫ ના મુનિમહારાજ શ્રીજિનવિજયજીના નીચેના લખાણથી આ નિર્ણયને અણધારી સબળ પુષ્ટિ મળે છેઃ—आवश्यकसूत्रकी 'शिष्यहिता' नामक बृहद्वृत्तिमें एक जगह निर्देश्यनिर्देशकविषयक नामनिर्देशके विचारमें हरिभद्रसूरिने ५–६ ग्रन्थोंके नाम लिखे हैं, जिनमें ...... 'प्रियदर्शना'का भी नाम निर्देश है ... ... प्रियदर्शना एक सुप्रसिद्ध नाटिका है और वह स्थानेश्वरके चक्रवर्ती नृपति कवि हर्षकी बनाई हुई है ...... वर्तमानमें इस नाटिकाकी जितनी संस्कृत आवृत्तियां प्रकाशित हुई हैं, उन सबमें इसका नाम 'प्रियदर्शिका' एसा छपा हुआ है. परंतु श्रीयुत केशवलालजी ध्रुवने अपने गूजराती अनुवादकी प्रस्तावनामें यह साबित किया है कि इसका मूल नाम 'प्रियदर्शिका' नहीं किंतु 'प्रियदर्शना' होना चाहिए; और अपनी पुस्तक पर उन्होंने यही नाम छपवाया भी है. सो ध्रुव महाशयके इस आविष्कारका हरिभद्रके प्रस्तुत उल्लेखसे प्रामाणिक समर्थन होता है. જુઓ निर्देश्यवशात् यथा वासवदत्ता प्रियदर्शनेत्यादि । એ પંક્તિ. છાપેલી પ્રતમાં પ્રિયદર્શનાની પૂર્વે तरङ्गवती અને પછી कथा શબ્દ વધારે છે તે ક્ષેપક છે. હરિભદ્રસૂરિનો સમય ઇસવી આઠમું શતક છે. એટલે પ્રિયદર્શના સંજ્ઞા આઠમા શતક પહેલાંની ઠરે છે.

મેં મારો નિર્ણય અન્યત્ર[1] આપ્યો છે. પ્રિયદર્શનામાં સાત, નાગાનન્દમાં અગિયાર, અને રત્નાવલીમાં ચૌદ જાતનાં વૃત્ત મળી આવે છે. હર્ષની એ ત્રિપુટીમાં વસંતતિલકા, માલિની અને શિખરિણીનો વપરાટ ઉત્તરોત્તર વધતો જાય છે. આ બે કસોટીને આધારે, પ્રથમ પ્રિયદર્શના પછી નાગાનન્દ અને છેવટે રત્નાવલી રચાઇ, એવો નિર્ણય મેં બે વરસ ઉપર આપ્યો હતો. તેને શિથિલાક્ષરની ગણતરીથી પુષ્ટિ મળે છે. પ્રિયદર્શનામાં સવા સત્તર, નાગાનન્દમાં સત્તર અને રત્નાવલીમાં પોણાપંદર ટકા શિથિલાક્ષર છે. પહેલી કૃતિ હોઇ પ્રિયદર્શના નાટિકા તે પછીનાં બે પ્રકરણથી કવિત્વમાં ઊતરતી છે; તથાપિ તેમાં હર્ષના જીવનપ્રભાતનો એકદેશ આલેખાયલો છે, તેને લીધે તે ઉપયોગી છે. દઢવર્માની કલિંગરાજે કરેલી દુર્દશા, પ્રિયદર્શનાનૂં વિંધ્યાટવીમાં ખોવાવૂં, એણે વિષપાન કરવૂં, કલિંગરાજનો વધ વગેરે પ્રસંગો ગ્રહવર્માનૂં માલવરાજને હાથે દુર્મરણ, રાજ્યશ્રીનૂં વિંધ્યાટવીમાં ગૂમ થવૂં, એની અગ્નિપ્રવેશની તૈયારી, માલવરાજનો વધ વગેરે બનાવને લક્ષિત કરે છે. પરિવ્રાજિકા સાંકૃત્યાયની પણ કંઇક અંશમાં ભદંત દિવાકરમિત્રની સ્મૃતિ આપે છે. આવી રીતે રાજ્યશ્રીનો દુઃખદ વૃત્તાંત પટંતરે પ્રિયદર્શનામાં ગૂંથાયલો હોવાથી એ નાટિકા હૃદયના ઘા રૂઝાયા પછી પણ વાત વિસારે પડ્યા પહેલાં લખાઈ હશે. આ ગાળો બારેક વરસનો લેઇયે તો એ નાટિકાનો જન્મ ઇ. સ. ૫૧૮માં થયો ઠરે છે. પદ્યબંધની વિવિધ કસોટી ધ્યાનમાં લેતાં નાગાનન્દ તે પછી થોડા જ સમયમાં લખાયૂં લાગે છે. સબબ તેની રચ્યા સાલ ઇ. સ. ૬૨૩ લેઊં છૂં. એ નાટક બૌદ્ધ થયેલી રાજ્યશ્રીની પ્રસન્નતા અર્થે હર્ષે બૌદ્ધ લોકકથાને આધારે રચ્યૂં છે[2].નાગાનન્દમાં ગોકર્ણ અને મલયાચલને પાસેપાસે કલ્પ્યા છે.

---

૧ જુઓ 'પરાક્રમની પ્રસાદી'ના આરંભમાં આપેલો લેખ, પૃ. ૩૪.

૨ નાગાનન્દમાં બોધિસત્ત્વ જીમૂતવાહનની કથા લીધી છે; તેથી ઔચિત્ય સાચવવા તેમાં બૌદ્ધ ભગવાનનૂં મંગળાચરણ છે. એ નાટકમાં અન્ય

તેથી એની રચના પર્યંત હર્ષ દક્ષિણાપથનું અધૂરૂં જ્ઞાન ધરાવતો જણાય છે[1]. એની અને रत्नावलीની વચ્ચે અંતર લાંબું હોય એમ લાગે છે. विजयश्रीની પેઠે આ નાટિકાની રચનામાં કદાચ લંકાપર્યંત વિજયનો નિગૂઢ નિર્દેશ હોય. એ કલ્પના સ્વીકારતાં रत्नावली ઇ. સ. ૬૪૨ના અરસામાં રચાઈ હોય[2].°

## હર્ષના આશ્રિત કવિ

જાતે વિદ્વાન અને કવિ, એટલે સહેજે હર્ષના દરબારમાં વિદ્વાનો

---

પ્રસ્તાવ અબૌદ્ધ છે; જેમકે અંતકાળ સમીપ છતાં શંખચૂડનું ગોકર્ણેશ્વરના દર્શને જવું. ઇત્સિંગની નોંધપોથીમાં એના પ્રયોગનો નિર્દેશ છે; જુઓ Itsing's Records of the Buddhist Religion, by Takakusu°.

૧ ચંદ્રગોમી નામે બૌદ્ધ કવિએ लोकानन्द નામે નાટક રચ્યું હતું. એનું મૂળ નષ્ટ થયું છે, પણ તિબેટી અનુવાદ બચ્યો છે. એનો કર્તા ઇ. સ. ૬૭૩ માં ઇત્સિંગ હિંદુસ્તાનમાં આવ્યો ત્યારે હયાત હતો. લોકપ્રિય नागानन्द નાટકે ચંદ્રગોમીને लोकानन्द સંજ્ઞા સૂઝાડી જણાય છે. બૌદ્ધ નાટકકાર વૈદિક વૈયાકરણ ચંદ્રગોમીથી અર્વાચીન છે. चान्द्र વ્યાકરણ ઇસવી સનના ત્રીજા સૈકામાં થયેલા અભિમન્યુના રાજ્યકાળમાં રચાયું હતું; જુઓ राजतरङ्गिणीમાંનો નીચેનો શ્લોકઃ—चन्द्राचार्यादिभिर्लब्ध्वादेशं तस्मात् तदागमम् । प्रवर्तितं महाभाष्यं स्वं च व्याकरणं कृतम् ॥. એના ઉપરની વૃત્તિ ચોથા શતકના પહેલા ચરણમાં બૌદ્ધ વસુરાતને હાથે લખાઈ છે. એમાંના अजयद् गुप्तो हूणान् । વાક્યમાં, ઇ. સ. ૩૨૦ ના અરસામાં પહેલા ચંદ્રગુપ્તે હૂણોને હરાવ્યા હતા, તેનો નિર્દેશ છે. ૨ रत्नावली નાટિકા પ્રાકૃતમાં પદ્યબંધની એક વિશિષ્ટ રચનાની પહેલવહેલી ઝાંખી કરાવે છે. એના પ્રથમ અંકના આરંભમાં એક મિશ્ર છંદ યોજ્યો છે, જેનું હર્ષે द्विपदीखण्ड નામ આપ્યું છે. એ છંદ બે અવલંબક અને એક ગીતિનો બનેલો છે. જેઓ એ એક છંદના ત્રણ છંદ ગણે છે, તેઓ નાટિકામાં આપેલી द्विपदीखण्ड સંજ્ઞાની ઉપેક્ષા કરે છે, અથવા તો

અને કવિઓનો સારો સત્કાર થતો[1]. એની રાજસભાના પ્રસિદ્ધ કવિઓ ત્રણ[2]; દિવાકર, મયૂર અને બાણ. પહેલો દાક્ષિણાત્ય હતો. મહાવરાહની સ્તુતિના શ્લોક[3] ઉપરથી જણાય છે કે તે વેદમાર્ગી હતો. એનો કોઇ સ્વતંત્ર ગ્રંથ જાણવામાં નથી. જે થોડાંક સુભાષિત ઊતરી આવ્યાં છે તે ઉપરથી એ સ્વભાવે વિનોદી હશે એમ કહી શકાય છે. એકાદ માતંગ એટલે હાથી વિશેના સુભાષિત ઉપરથી એના નામ સાથે માતંગ શબ્દ જોડાયો હશે[4]; તે અત્યારે નષ્ટ થયું છે. બીજો કવિ મયૂર એના सूर्यशतकथी પ્રસિદ્ધ છે[5]. એને અને ત્રીજા કવિ બાણને હર્ષના દરબારમાં જે અનેક અદ્ભુત વાગ્યુદ્ધ થયેલાં, તેની ખ્યાતિ છેક અગિયારમા શતક પર્યંત રહી હતી[6]. એમનાં કેટલાંક

---

એ મિશ્ર છંદના સ્વરૂપનું અજ્ઞાન પ્રકાશિત કરે છે. गीत्यन्तावबलम्बकौ द्विपदीखण्डम् । લક્ષણ આપી હેમચંદ્ર એનું મિશ્રત્વ ગર્ભિત રીતે સ્વીકારે છે. ગૂજરાતી અને હિંદીમાં સાધારણ થઈ પડેલો છપય તે રોલા અને ઉડિયાલાનો બનેલો મિશ્ર છંદ છે. द्विपदीखण्ड અને છપયમાં કેવળ માત્રાબંધનું મિશ્રણ છે. સદ્ગત કવિ દલપતરામે માત્રાબંધ અને રૂપબંધના છંદ પણ યોજ્યા છે. મિશ્ર રચના કાલિદાસ પછી પણ હર્ષના પૂર્વે પ્રચારમાં આવી જણાય છે.

૧ જુઓ ह.च. ।२। सर्वविद्यासंगीतिगृहमिव सरस्वत्याः । અને बीजमिव विबुधसर्गस्य ।. ૨ ત્રણેને રાજશેખર સ્મરે છે અને તેમની પ્રશંસા કરે છે. ૩ જુઓ सुभाषितावली. ૪ રાજશેખર ઉપપદ રહિત કેવળ દિવાકર નામ વાપરે છે; જુઓ शा.प. ।१८८। दण्डी बाणदिवाकरौ ।. ૫ सूर्यशतकના શ્લોક ૫૫ માં વર્ષા ઋતુનો પવન પૂર્વ દિશાનો (पौरस्त्यस्तोयदर्तोः पवनः) કહ્યો છે. તે ઉપરથી સમજાય છે કે એનો કર્તા પૂર્વ ભારતનો વતની હશે. શ્લોક ૯૧ અને ૯૭ માં યતિભંગ છે તેથી શતક કદાચ મયૂરની પૂર્વાવસ્થાની કૃતિ હશે. શ્લોક ૬ ઉપરથી કવિને કોઢ થયો હતો અને તે સૂર્યે મટાડ્યો એ કથા ઉદ્ભવી જણાય છે. ૬ જુઓ પદ્મગુપ્તકૃત नवसाहसाङ्कचरितના બીજા સર્ગનો નીચેનો શ્લોકઃ—सचित्र-

સુભાષિત જૂના સંગ્રહોમાં વાંચિયે છિયે, તે એ સંઘર્ષની સાક્ષી પૂરતાં હોય એવાં જણાય છે°. સૌમાં બાણભટ્ટ ઉપર રાજાની પ્રીતિ અધિક હતી[1]. એણે અનર્ગળ સંપત્તિ બાણને આપી હતી એમ અનેક જણ લખે છે[2]. हर्षचरित । ३ । ५–६ । માં યોજેલી તુરંગની સ્વભાવોક્તિ ઉપરથી એ તુરંગબાણ એવા વિશિષ્ટ નામે ઓળખાય છે. એની સાહિત્યસેવા મયૂર અને માતંગદિવાકરથી બહુ ચડિયાતી છે. चण्डीशतक, हर्षचरित અને कादम्बरी એ ત્રણ કાવ્યોનો એ કર્તા મનાય છે. છેલ્લો ગ્રંથ અધૂરો મૂકી એ મરી ગયો હતો[3]. તે પાછળથી એના પુત્ર પુલિને પૂરો કર્યો°. બાણની પ્રબંધમાં ખ્યાતિ चण्डीशतकથી અને કાવ્ય-

---

वर्णविच्छित्तिशालिनोरवनीपतिः । श्रीहर्ष इव संघर्षं चक्रे बाणमयूरयोः ॥.

૧ જુઓ प्रभावकचरितના मानतुङ्गप्रबन्धમાં આપેલું નીચેનું સુભાષિતઃ– यद्यपि हर्षोत्कर्षं विदधति मधुरा गिरो मयूरस्य । बाणविजृम्भणसमये तदपि न परभागभागिन्यः ॥. ૨ જુઓ નીચેના ઉતારાઃ– हेम्नो भारशतानि वा मदमुचां वृन्दानि वा दन्तिनां श्रीहर्षेण समर्पितानि कवये बाणाय । અને श्रीहर्षो विततार गद्यकवये बाणाय वाणीफलम् ।. ૩ हर्षचरितમાં નેપાળના વિજયનો નિર્દેશ છે, તેથી તે ઇ. સ. ૬૩૩ પછી એટલે ઇ. સ. ૬૩૫ ના અરસામાં રચાયું હશે. ઇ. સ. ૬૩૩ પછીના કોઈ બનાવનું તેમાં સૂચન છે નહિ. તારાપીડે કુંતલ દેશ જીતી તેના રાજાને ઠાર કર્યાનું कादम्बरीમાં કહ્યું છે. તે જો હર્ષે પુલકેશીને હણી વાતાપી સર કર્યા ઉપરથી લખ્યું હોય, તો कादम्बरी ઇ. સ. ૬૪૨ પછી એટલે ઇ. સ. ૬૪૫ ના અરસામાં રચાઈ બાણના અકાળમૃત્યુથી અધૂરી રહી હોય. નીચેનું સુભાષિત કવિના આકસ્મિક મરણને લગતું જણાય છેઃ– ध्वस्तः काव्योरुमेरुः कविविपणिमहारत्नराशिर्विशीर्णः शुष्कः शब्दैकसिन्धुः प्रलयमुपगतो वाक्यमाणिक्यकोशः । दिव्योक्तीनां निधानं निधनमुपगते हा हता दिव्यवाणी बाणे गीर्वाणवाणीप्रणयिनि विधिना शायिते दीर्घनिद्राम् ॥ शा.प. ।३९९१।.

સાહિત્યમાં कादम्बरीથી થયેલી છે; ઇતિહાસ સાહિત્યમાં એની અસાધારણ પ્રસિદ્ધિ हर्षचरित्તથી છે. અસંતોષની વાત એટલી જ છે કે એણે મહારાજા હર્ષનું પૂરું ચરિત ન લખતાં માત્ર તેનો એકદેશ લખ્યો.°

કેટલીક ઝીણી ઝીણી બાબતો

બાણ ચક્રવર્તીના કુટુંબ સંબંધી, એના દિગ્વિજય સંબંધી, એની રાજ્યવ્યવસ્થા સંબંધી, એની રસિકતા સંબંધી અને એના ધર્મવિચાર સંબંધી બહુ કીમતી માહિતી પૂરી પાડે છે; તેનો ઉપયોગ પૂર્વે છૂટથી કરવામાં આવ્યો છે. એ ઉપરાંત બીજી કેટલીક જાણવાજોગ હકીકત પણ हर्षचरितમાંથી તારવી કઢાય એમ છે. કવિના લખવા પ્રમાણે હર્ષ શરીરે કદાવર હતો[1]. બ્રહ્મચર્યના સેવનથી તેનો બાંધો બહુ મજબૂત બન્યો હતો. શસ્ત્રના અભ્યાસથી તેનાં અંગો પૂરેપૂરાં વિકાસ પામ્યાં હતાં અને કઠણ બન્યાં હતાં. તે બહુ જ કુટુંબવત્સલ હતો. એના આર્દ્ર હૃદયમાં વેરનો અગ્નિ ભભુકાવ્યો તે કુટુંબસ્નેહે; અને તે જારી રખાવ્યો તે પણ કુટુંબસ્નેહે[2]. તે શત્રુને પોતાના ને પોતાનાને મિત્ર કરી જાણતો હતો. ચક્રવર્તીનું શીલશરીર તેના સ્થૂલ શરીર જેટલું જ ભવ્ય અને તેના યશઃશરીર જેટલું જ તેજસ્વી હતું. બાણના શબ્દમાં કહિયે તો લંપટ પારકી સ્ત્રીઓ હર્ષને પંઢ નામ આપતી હતી[3]. એની નિષ્કલંક રહેણીનાં વિશેષ શાં વખાણ કરવાં? ગૃહસ્થાશ્રમના બ્રહ્મચર્યથી વિભૂષિત હોઇ એનું જીવન જેવું પવિત્ર બન્યું હતું, તેવું જ સુરાપાનના મહાપાતકથી મુક્ત હોઈ વિશુદ્ધ પણ હતું. એ દારૂને અડકતો પણ નહિ[4].

---

१ જુઓ हर्षचरितની નીચેની ગાથાઃ—सकलमहीभृत्कम्पकृदुत्पद्यत एक एव नृपवंशे । विपुलेऽपि पृथुप्रतिमो दन्त इव गणाधिपस्य मुखे ॥. २ કુટુંબસ્નેહ–મોટા ભાઇ પ્રત્યેની અને ન્હાની બહેન પ્રત્યેની પ્રીતિ. ભાઇનું ખૂન થવું અને બહેનનું ગૂમ થવું, એ બે વાત અહીં અભિપ્રેત છે. ૩ જુઓ ह.च. । २ । षण्ढ इति परकलत्रैर्गृह्यमाणम् ।. ४. જુઓ ह.

## ઉપસંહાર

જ્ઞાતાઓ હર્ષને બીજો અકબર કહે છે°. તેઓ નજીકના મોટા શહાનશાહ વિશે જેટલા વાકેફ છે તેટલા જ છેટેના મહાન ચક્રવર્તી વિશે પણ દૂરદર્શનનાં સાધનો વડે વાકેફ થશે, ત્યારે ભરતખંડના ઇતિહાસનૂં એક ગૌરવવાળૂં પ્રકરણ ફરી લખાશે; અને હર્ષ તે હર્ષ ને અકબર તે અકબર, અથવા તો અકબર બીજો હર્ષ કહેવાશે.[1]

---

च. । २ । संभाषणेषु परित्यक्तमपि मधु वर्षन्तम् । અને ह.च. । ४ । साधुष्वनासेवितप्रसन्नौ मुखेन मधु क्षरन्तौ વગેરે.

૧ ઉપરની નોંધના સંબંધમાં મોટે ભાગે મારી પોતાની જ જવાબદારી છે.

## બનાવોનું વર્ષવાર

# તારણ

(હર્ષનો જન્મ થયો તે પહેલાં)

ઈ.સ. ૪૬૦ હૂણ શાહ તોરમાણે ગાંધાર દેશ જીત્યો.

૪૬૫ પંચનદ જીતી તેણે શાકલ રાજધાની કરી.

૪૯૫ ગુપ્તમહારાજ્યના સ્કંદગુપ્ત વિક્રમાદિત્યને તેણે હરાવ્યો.

૪૯૮ તેણે પૂર્વમાલવ જીતી લીધો.

૫૦૦ વલ્લભિપૂરના સેનાપતિ ભટ્ટાર્કને તેણે હરાવ્યો.

૫૦૮ નરસિંહગુપ્ત બાલાદિત્યે તોરમાણને હરાવી પૂર્વ માલવ ભાનુગુપ્તને પાછો અપાવ્યો.

૫૧૫ તોરમાણ મરણ પામ્યો અને મિહિરકોલ ગાદીએ આવ્યો.

૫૧૭-૨૦ તેણે કાશ્મીર અને સિંધુદેશ જીતી લીધા.

૫૨૮ તેની સામે નરસિંહગુપ્ત બાલાદિત્યની આગેવાની નીચે નરવર્ધન,આદિત્યવર્મા,ભાનુગુપ્ત વગેરેનો એકસંપ.

દશપુરના યુદ્ધમાં એકસંપી રાજ્યો જીત્યાં; ને મિહિર-કોલ કાશ્મીર ભાગી ગયો.

ભાનુગુપ્તે શાકલની ખંડણી લીધી.

તેણે યશોધર્મા બિરુદથી દશપુરમાં કીર્તિસ્તંભ બંધાવ્યો.

ગુપ્તમહારાજ્ય તૂટ્યું અને પેટારાજ્યો સ્વતંત્ર થયાં.

૫૪૩ ઈશાનવર્મા અને રાજ્યવર્ધને શાકલના હૂણો સામે લડત ચલાવી.

૫૫૨ શર્વવર્મા અને આદિત્યવર્ધને વિદેશી સામે લડત જારી રાખી.

૫૮૦ પ્રભાકરવર્ધને અને અવંતિવર્માએ દક્ષિણ હૂણરાજ્ય તોડયું.

૫૮૨ પ્રભાકરવર્ધને ગાંધાર, સિંધુદેશ વગેરે જીતી મહારાજાધિરાજ પદવિ ધારણ કરી.

રાજ્યવર્ધનનો જન્મ.

(હર્ષનો જન્મ થયો ત્યારથી)

૫૮૬ હર્ષવર્ધન કિંવા હર્ષનો જન્મ.

૫૮૮ રાજ્યશ્રીનો જન્મ.

૫૮૯ ભંડિની ભાળવણી.

૬૦૦ કુમારગુપ્ત અને માધવગુપ્તનો સમાગમ.

૬૦૧ રાજ્યવર્ધનનો યૌવરાજ્યાભિષેક.

૬૦૨ રાજ્યશ્રીનો ગ્રહવર્મા સાથે વિવાહ.

૬૦૩ દેવગુપ્ત વગેરેને રાજ્યવર્ધને હરાવી કેદ કર્યા.

૬૦૬ બામિયાનના હૂણો ઉપર રાજ્યવર્ધને સવારી કરી.

પ્રભાકરવર્ધનનો મંદવાડ સાંભળી હર્ષ સુવાસ્તુથી વળી આવ્યો.

પ્રભાકરવર્ધનનૂં મૃત્યુ, ગ્રહવર્માનૂં માલવરાજને હાથે ખૂન અને રાજ્યશ્રી કારાગૃહમાં.

રાજ્યવર્ધન મધ્ય હૂણરાજ્ય ઊંધૂં વાળી પાછો આવ્યો.

બનેવી ગ્રહવર્માના ખૂનના સમાચાર મળતાં તે માલવરાજ ઉપર ચડી ગયો.

માલવરાજ યુદ્ધમાં મરાવો અને રાજ્યવર્ધનનૂં દગાથી ખૂન થવૂં. રાજ્યશ્રી વિંધ્યાટવીમાં; હર્ષે તેને બળી મરતાં અટકાવવી.

૬૦૬-૧૨ હર્ષનો દિગ્વિજયઃ

તેણે કર્ણસુવર્ણના શશાંકને દંડયો.

રાજાને યુદ્ધમાં હાર કરી તેણે અંગદેશ જીતી લીધો.

સમતત, ઉત્કલ, કોંગોદમંડળ, પુંડ્રવર્ધન, વગેરે રાજ્યો તેને તાબે થયાં.

તેણે પદ્માવતીના મહાનાગને શત્રુના પંજામાંથી છોડાવ્યો.

ગુર્જર રાજાને તેણે હાર ખવરાવી.

સિંધુરાજને યુદ્ધમાં હણી તેણે સિંધુદેશ જીતી લીધો.

૬૧૨ હર્ષનો રાજ્યાભિષેક°. હર્ષસંવતનો પ્રચાર (આરંભ ઇ. સ. ૬૦૬ ના ઑક્ટોબરથી).

૬૧૬-૧૭ ઈરાનના શાહ ખુશરૂ પરવેઝ સાથે સંધિસંબંધ.

૬૧૮ મૂલસ્થાનમાં સૂર્યપૂજકોનો સમવાય. प्रियदर्शिका રચાઈ.

૬૨૩ नागानन्द રચાયું.

૬૨૭ હર્ષે પુલકેશીના[1] પક્ષમાં ભળેલા લાટ, માલવ ને ગુર્જરની ખબર લીધી°.

---

[1] ચાલુક્ય બીજા પુલકેશી સત્યાશ્રય પૃથ્વીવલ્લભના રાજ્યના બનાવો મેં અટકળેલી સાલ સાથે નીચે પ્રમાણે છે.

૬૧૧ મહારાષ્ટ્રના આપ્પાયિકને હરાવ્યો. વિરોધી ગોવિંદને મેળવી લીધો.

૬૧૩ વનવાસીના કાદંબ રાજાને હરાવ્યો.

૬૧૫-૬૧૬ ગંગ અને અલૂપને વશ કર્યા.

૬૧૯-૬૨૦ કોંકણના મૌર્ય રાજાને હરાવ્યો. નૌકાસૈન્ય વડે હિંદી મહાસાગરમાં ચાંચિયાનો ભય ટાળ્યો.

૬૨૫ ઈરાની વ્યાપારીઓની મુલાકાત; જુઓ અજંટા ગુફાનું ચિત્ર.

૬૨૬ ઈરાનના બાદશાહ ખુશરૂ પર્વેઝ સાથે મૈત્રી. ખુશરૂ પર્વેઝનો રાજ્યકાળ ઇ. સ. ૫૯૦–૬૨૮.

૬૨૭ લાટ માલવ અને ગુર્જર હર્ષને છોડી પુલકેશીના પક્ષમાં ભળે છે.

૬૨૮–૬૩૦ કોસલ ઉપર પુલકેશી ચડાઇ કરે છે; અને તેને જીતી લે છે. દરમિયાન હર્ષ લાટ માલવ ને ગુર્જરનું આક્રમણ કરે છે.

કલિંગ ઉપર પુલકેશી ચડાઇ કરે છે.

૬૩૧ પિષ્ટપુર સર કરે છે.

૬૨૮-૨૯ બંસખેડનું તામ્રપત્ર, વર્ધમાનકોટિથી°.
૬૩૦-૩૧ મધુબનનું તામ્રપત્ર, કપિત્થિકા (યવનચંગનું કપિત્થ, કનોજ પાસેનું છે, ત્યાંથી.)
૬૩૩ હર્ષે નેપાળ જીત્યો.
અજિરવતીને કાંઠે મણિપુર આગળ બાણનો મેળાપ.°
ઈરાનના શાહ યઝદીજર્દના એલચી હર્ષની છાવણીમાં.
૬૩૩-૩૪ હર્ષે સૌરાષ્ટ્ર જીત્યો.
તેણે વલભિપુરના ધ્રુવસેનને રાજકન્યા પરણાવી.
૬૩૩-૩૫ લોકપાલની યોજના.
૬૩૫ हर्षचरित રચાયું.
૬૪૧ મહાચીનના શહાનશાહ તઆઈસુનના[1] દરબારમાં હર્ષે બ્રાહ્મણ સંધિપાલ મોકલ્યો.
નેહવંદના યુદ્ધ પછી નાસતા ભાગતા પારસીઓ સૌરાષ્ટ્રમાં વસ્યા.
૬૪૨ હર્ષે કોંગોદમંડલ (ગંજામ) કબજે કર્યું.
તેણે કુંતલ દેશ જીત્યો. યુદ્ધમાં ચાલુક્ય પુલકેશી મરાયો.
ચોલરાજ તેના સામો થતાં માર્યો ગયો.
પલ્લવ નરસિંહવર્માએ તેની સાથે સલાહ કરી.
रत्नावली રચાઈ.

---

વેંગીમંડળમાં કુબ્જ વિષ્ણુવર્ધનથી પૂર્વચાલુક્યશાખાની સ્થાપના.
૬૩૨ કાંચી ઉપર પુલકેશી ચડાઇ કરે છે.
૬૩૨ ચોલ કેરલ અને પાંડ્ય રાજાઓ પુલકેશીના પક્ષમાં ભળે છે.
૬૩૪-૬૩૫ રવિકીર્તિનો લેખ.
૬૩૯ યવનચંગ.
૬૪૦-૬૪૧ નરસિંહવર્મા પલ્લવ પુલકેશીને હરાવે છે ને વાતાપી લૂંટે છે.
૬૪૨ હર્ષની ચડાઇ, ને પુલકેશીનું મરણ.

૧ તઆઇસુનનો રાજ્યકાળ ઇ. સ. ૬૨૭-૬૫૦.

૬૪૩ ચીનના શહાનશાહે હર્ષના દરબારમાં પહેલી વારનો એલચી રવાને કર્યો.

કાન્યકુબ્જની બૌદ્ધ મોક્ષપરિષદ.

યવનચંગ હર્ષની હઝુરમાં.

૬૪૪ સર્વસ્વમહાદાનનો છઠ્ઠો સમારંભ તીર્થરાજ પ્રયાગમાં.

૬૪૫ ચીનના શહાનશાહે બીજી વારનો એલચી રવાને કર્યો.

कादम्बरी पूर्वभाग રચાયો. પદ્યાત્મક સંક્ષિપ્ત कादम्बरी તેના પૂર્વે.

બાણભટ્ટનૂં અકાળમૃત્યુ.

૬૪૭ હર્ષનૂં મરણ.

# પૂરવણી

જ્યાં ° આવાં ચિહ્નો મૂકેલાં છે, તેને લગતી
નોંધો એ પૃષ્ઠસંખ્યાની નીચે ક્રમવાર આપી છે.

પૃષ્ઠ ૩

कुरुक्षेत्र was also called °स्थाणुतीर्थ and समन्तपञ्चक (म. भा. । शल्य. । ५४ ।; म. भा. । वन. । ८३ । ); the temple of Mahadeva Sthanu was situated half a mile to the north of Thanesvar. It was visited by people as a place of pilgrimage at the time of Alberuni in the eleventh century A.D., especially at the time of eclipse.

It (i.e. कुरुक्षेत्र) was called श्रीकण्ठदेश during the Buddhist period . . . . In the sixth century its capital was Thanesvara.(Ind. Ant., 1922 Sept.)

પૃષ્ઠ ૫

૧ હર્ષના વંશનો મૂળ પુરુષ પુષ્પભૂતિ કહ્યો છે. આ સંજ્ઞા કદાચ बुइसउत्त (બૈસનો વંશજ, બૈસ શાખાનો) ઉપરથી ઘડાઈ હોય અને गुहिलउत्त પેઠે મૂળે શાખાવાચક હોય. પાછળથી તે ચાપ ચુલુકયની પેઠે વંશકર વ્યક્તિવાચક બની હોય. વુઇસ શબ્દ Yuechiનું એતદ્દેશીય રૂપ હોય; સરખાવો વર્તમાન બૈસ. આ કલ્પના પ્રમાણે હર્ષના વડીલો तुषार (તુખારિસ્તાન)ના Yuechi જે ઇ. સ.ની શરૂઆતમાં ભરતખંડ ઉપર ચડી આવ્યા હતા અને જેમણે અહીં કુશન કે કુશાન વંશ સ્થાપ્યો હતો તે Yuechi કોમના હોવાનો સંભવ છે. ઠાકુરિ અંશુવર્મા બાબતમાં પણ એમ જ સંભવ છે. ઠાકુરિ સંજ્ઞા પોતે જ तुषार (તુખાર)ની સ્મૃતિ આપે છે. સરખાવો હૂંગનુ કિંવા હૂણ સંજ્ઞા ઉપરથી અગ્નિકુળની કલ્પના. વસિષ્ઠના અગ્નિકુળમાં ગણાવેલી ચારે શાખા વાસ્તવિક રીતે હૂંગનુ કિંવા હૂણ જાતિની હોવી

જોઇયે. અગ્નિકુંડમાંથી નીકળેલા ચાર કે પાંચ પુરુષ બાબત જુઓ રાસમાળા, પુ. ૨, પૃ.૨૮૪–૨૮૫. વસિષ્ઠ સંજ્ઞા પણ युइस(Yuechi)ની સ્મૃતિ આપે છે.

૨ The T'ang poems make us feel the shiver that ran through the new recruit as he passed under the Jade Gate . . . . . . And all through this poetry . . . . we divine the deep disgust of a race (i.e. the Chinese) devoted to the arts of peace with the savagery of the Huns, 'whose husbandry is carnage and whose only harvest is the white bones on the fields of yellow sand', and with war itself.

To Avalokitesvara the folk of frontier town pray for all sorts of mundane boons—especially *protection from Huns* and Tartars and Tibetans.

The Bodhisattva अवलोकितेश्वर is the son of अमिताभ बुद्ध. He is an incarnation of the Spirit of Compassion.

૩ उज्जयिनीदेशभवास्ता एव परमालव्यः ।* . . . . मालव्य इति पूर्वमालवभवाः । कामसूत्र । ટીકા. પૂર્વ માલવની રાજધાની વિદિશા; પર માલવની રાજધાની ઉજ્જયિની; અપર માલવની ભિન્નમાળ.

પૃષ્ઠ ૬

૧ તોરમાણ ને મિહિરકુલ Yuan–yuan જાતના હતા; હૂણ ન હતા. તેઓએ હૂણ સાથે મળી જઈ ભરતખંડ ઉપર ચડાઇ કરી હતી: આવું ન. ભો. દીવેટિયા લખે છે.

* મુદ્રિત પાઠ एवापरमालव्यः ।

૨ On the coins of Mihirakula, the most powerful Huna potentate, we have a bull–emblem of Siva with the legend जयतु वृषभः on the reverse. (Catalogue of the coins in the Indian Museum, Calcutta, 236.)

પૃષ્ઠ ૭

એનો લાગવગ—લાગવગ નરજાતિ કે નારીજાતિ ?

પૃષ્ઠ ૮

મિહિરકુલ યશોધર્મા અને નરસિંહગુપ્તબાલાદિત્ય વિશે The Historical Quarterly, March 1927માં The Final Defeat of Mihirakula એ મથાળાનો લેખ જોવો અને તે મુજબ ફેરફાર કરવો. H. Herasનું કહેવું મોટે ભાગે ધ્યાનમાં લેવા જેવું છે.

પૃષ્ઠ ૧૦

૧ કુમારગુપ્ત અને દામોદરગુપ્તને પૂર્વ માલવાની ગુપ્તશાખામાં થયેલા મુકરજી ગણે છે.

૨ કુમારગુપ્તને હાથે ઈશાનવર્માએ હાર ખાધી હતી.

પૃષ્ઠ ૧૧

દામોદરગુપ્ત પૂર્વે કહેલા કુમારગુપ્તનો પુત્ર અને ઉત્તરાધિકારી થાય.

પૃષ્ઠ ૧૩

| | | |
|---|---|---|
| ૧ | ઈ.સ. ૪૬૦ | હૂણ તોરમાણ ગાંધારમાં રાજ્ય સ્થાપે છે. |
| | ૪૬૫ | શાકલ રાજધાની કરે છે. |
| | ૪૭૫ | સ્કંદગુપ્તને હરાવે છે. |
| | ૪૯૮ | અપર માલવ ગુપ્તો પાસેથી પડાવી લે છે. |
| | ૫૦૦ | સેનાપતિ ભટ્ટાર્કને હરાવે છે. |
| | ૫૦૮ | નરસિંહગુપ્ત તોરમાણને હરાવે છે અને અપર માલવનો ભાગ તેની પાસેથી પડાવી લેઈ ભાનુગુપ્તને આપે છે. |

| | |
|---|---|
| ૫૧૫ | મિહિરકોલ ગાદીએ. |
| ૫૧૭–૨૦ | કાશ્મીર જીતી લે છે. સિંધ જીતી લે છે. |
| ૫૨૮ | ભાનુગુપ્ત (યશોધર્મા) અને નરસિંહગુપ્ત બાલાદિત્ય મિહિરકોલને દશપુરના રણ-ક્ષેત્રમાં હરાવી હાંકી કાઢે છે. |
| ૫૪૩,૫૫૨ | શાકલના હૂણો સામે કાન્યકુબ્જનો મૌખર ઈશાનવર્મા અને શર્વવર્મા. |
| ૫૮૦ | મૌખર અવન્તિવર્મા અને સ્થાણ્વીશ્વરનો પૌષ્યભૂતિ પ્રભાકરવર્ધન શાકલનૂં હૂણરાજ્ય તોડે છે. |

## ૨ જોધપૂર પાસે મંડોર(માંડવ્યપુર)ના ગુર્જર

ઇ. સ. ૫૫૦–૮૬૧

બ્રાહ્મણી = હરિશ્ચન્દ્ર = ભદ્રા (ક્ષત્રિયા) ઇ. સ. ૫૫૦ આશરે

(ભટ્ટ=બ્રાહ્મણ, સરખાવો ભટિ)

|

પ્રતીહાર બ્રાહ્મણ

ભોગભટ | કક્ક | રજ્જિલ * | દદ્દ(૧)

રજ્જિલ * → નરભટ * → નાગભટ § → તાત§, ભોજ

તાત§ → યશોવર્ધન

દદ્દ(૧) → (?) → દદ્દ(૨)§(લાટનો)

---

* પ્રભાકરવર્ધનના સમકાલિન § હર્ષવર્ધનના સમકાલિન

(અનુસંધાન) યશોવર્ધન

નાગભટ ←સમકાલિન→ ચંદુક (ઇ. સ. ૭૨૫, ખલીફ હાસમના સરદાર જુનૈદે ગુર્જરત્રા ઉપર જીત મેળવી)

(આરબને હરાવી મારી કાઢચા)

દેવરાજ શિલુક
(શિલુકથી હાર ખાધી)

ઝોટ

વત્સરાજ ભિલ્લાદિત્ય
(શિલુકનું છત્ર પડાવી લીધું)

દુર્લભદેવી = કક્ક = પદ્મિની

કક્કુક બાઉક
(વિ. સં. ૯૧૮, ઇ.સ. ૮૬૧; Ghatayal Inscription) (Jodhpur Inscription)

બાઉકના જોધપુરી લેખમાં લખ્યું છે કે હરિશ્ચન્દ્રના ચાર પુત્રોએ નિજભુજાર્જિત માંડવ્યપુરની આસપાસ કોટ બંધાવ્યો હતો. પ્રભાકરવર્ધનના ભયે એ કોટ બંધાવ્યો હશે. કેમકે, બાણ પ્રભાકરવર્ધનને गुर्जरप्रजागरः કહે છે. ચોથા પુત્ર દદ્દે ભરૂચથી સોપારા સુધીનો દેશ જીતી લેઈ નવું રાજ્ય સ્થાપ્યું ગુર્જરત્રા કિંવા મંડોર આસપાસનો પ્રદેશ (ગુર્જરાંત કે ગુર્જરુત્ત, સરખાવો સપાદલક્ષ) ઉત્તરમાં અને લાટ દક્ષિણમાં, તેની વચ્ચે માલવોનું રાજ્ય જેની રાજધાની ભિન્નમાલ. ત્યાંના રાજા પણ ગુર્જર પ્રતીહાર વંશના હશે.

જુઓ આધારના લેખ માટે Proceedings and Transactions of the First Oriental Conference, pp. 393–406, The Early History of the Gurjaras, by R.C. Majumdar.

જુઓ પૃષ્ઠ ૩૩ને લગતી નોંધમાં Beal's Buddhist Re-

**cords**માંથી ઊતારો.

માંડવ્યપુરના પ્રતીહાર ગુર્જરોનો પ્રદેશ તે गुर्जरावर्त, गुज्जराअत्त, ગૂજરાત.

પરમાલવ } ના હૂણ તે પરમાર.
અપરમાલવ }

સવાલક, સાવલક (હૂણ) તે જ સોલંકી, ચૌલુક્ય, ચાલુક્ય, ચિલ્કે; તે જ ચવાણ, ચોહાણ, ચતુષ્પાણી; તે જ ચાવડા, ચાપ; તે જ ભટ્ટિ જાત માટે પઢિયાર, પ્રતીહાર. સવાલકનો પ્રદેશ તે સવાલખ, सपादलक्ष. સવાલક અનાર્ય શબ્દ.

ગૂજરાત–गुर्जरप्रस्थ–गुज्जरअत्त.

ગૂજરાનવાલા–गुर्जरवाट, हूणवाट.

અગ્નિકુળ–પરમાર, ચોહાણ, સોલંકી, પઢિયાર.

ગૂજરાતના ચાવડા સોલંકી અને વાઘેલા સવાદલક્ષ કુળના એટલે કે ગુર્જર.

સમગ્ર ગુર્જરરાજ્ય गुज्जरअत्त કે गुज्जरत्त નામથી ઓળખાતું હશે. પાછળથી દક્ષિણ વિભાગને જ એ લાગુ રહ્યું. ઉત્તર વિભાગ સવાલક અને શંભર નામો કાળક્રમે પામ્યો.

૩ અહીં માંડવ્યપુરના ગુર્જર રાજ્યની ઉપર આપેલી નોંધ વિસ્તારીને ઊમેરવી. તે વખતે વર્મલાત વ્યાઘ્ર અને બીજા દદ્દ વિષે વિચાર કરવો.

૪ યશોમતી પશ્ચિમ માલવના યશોધર્મા (ઇ. સ. ૫૩૩-૫૮૩)ની કુંવરી હતી. યશોધર્મા પછી એનો કુંવર શીલાદિત્ય થયો, તેનો પુત્ર બંડિ.–Harsha, by Radhakumud Mukerji, pp. 10 and 12. અહીં કહેલો યશોધર્મા તે ત્રીજો. પહેલો નરસિંહગુપ્ત બાલાદિત્યના સમયનો ભાનુગુપ્ત (ગુપ્ત શાખાનો); બીજો અભયકૂપના લેખનો વિષ્ણુવર્ધન;અને ત્રીજો અપર માલવનો આ યશોધર્મા, યશોમતીનો પિતા.

૫ हुणहरिणकेसरी० । આમાં કહેલા બધા એ દેશ સાતમા સૈકાના ઉત્તરાર્ધમાં હૂણોના તાબામાં હતા. ગાંધાર તો તેમનૂં જૂનૂં થાણું હતું. પંજાબ પણ હૂણોના જ કબજામાં હતો; તેની રાજધાની શાકલ હતી. સિંધુદેશમાં પણ હૂણોની જ આણ વર્તતી હતી. માંડવપૂરના ગુર્જરો હૂણશાખાના જ હતા. માલવ અર્થાત્ પર અને અપર માલવ અને લાટમાં પણ હૂણોએ જમાવટ કરી હતી.

પૃષ્ઠ ૧૪

ભંડિ એકનો એક પુત્ર હોવાની ખાતરી કરવી. Bhani નામથી યવનચંગની પ્રવાસપોથીમાં ભંડિનો ઉલ્લેખ છે.

પૃષ્ઠ ૧૭

૧ એલેકઝેંડરને આ પર્વત ઓળંગતાં પંદર જવામાં ને અગિયાર દિવસ આવવામાં લાગ્યા હતા. (Ox. Hist. 542)

૨ At Bamian are many monasteries, innumerable "caves" and some colossal Buddha images. (Hist. Ind. and Indonesian Art, A. K. Coomarswamy, p. 53)

૩ શ્યામિલકના पादताडितकના શ્લોક ૨૪માં પાટલિપુત્રમાં ભીડ કરનારામાં शकयवनतुषारपारसीकैः ચરણમાં तुषार ગણાવ્યા છે તે तुषारगिरि પાસેના તોખારિસ્તાનના લોક હશે. *

પૃષ્ઠ ૨૦

આ માલવરાજ તે અપર માલવનો રાજા. એ વર્મલાતનો પૂર્વાધિકારી સંભવે છે.

પૃષ્ઠ ૨૧

૧ નાગેન્દ્રનાથ વસુ ગૌડનૂં નામ નરેન્દ્રગુપ્ત આપે છે. એની સાથે કર્ણસુવર્ણનો શશાંક રાજ્યવર્ધનના ખૂનમાં સામેલ હતો. જુઓ

* જુઓ પૃષ્ઠ ૪૯ ને લગતી નોંધ.

Social History of Kamarupa pp. 146–147. તેમના ઉપર વેર લેવા હર્ષે ચડાઇ કરી. ગૌડ નરેન્દ્રગુપ્ત તેમાં માર્યો ગયો. કર્ણસુવર્ણનો શશાંક રાઢના ડુંગરોમાં ભરાઈ બેઠો. (વસુ કર્ણસુવર્ણ અને ગૌડ કિંવા રાઢ પર્યાય ગણે છે.) જુઓ p. 148.

ગૌડનૂં નામ બાણે આપ્યૂં નથી. કદાચ તે નરેન્દ્રગુપ્ત જ હશે. સંકેતકાર કર્ણસુવર્ણના શશાંકનૂં નામ આપે છે. પણ કર્ણસુવર્ણ તે ગૌડનો પર્યાય નથી. મને તો એમ લાગે છે કે ગ્રહવર્મા ઉપરની ચડાઇમાં અને રાજ્યવર્ધનના ખૂનમાં શશાંકનો ભાગ જ નહિ હોય. બીજા રાજાઓની પેઠે વિજયયાત્રાએ નીકળેલા હર્ષને એ પણ તાબે થયો હશે. એની છાયામાં રહી તેણે કલિંગ અને દક્ષિણ કોશલ જીતી હર્ષ તરફથી મહારાજાધિરાજ પદવી મેળવી હશે. *

૨ આ બનાવો ઇ.સ. ૬૦૦માં બન્યા. જુઓ Smith's E. Hist., ed. 4, p. 360.

3 Siva is his human representation occurs on the coins of Sasanka.

પૃષ્ઠ ૨૩

શશાંકને બદલે નરેન્દ્રગુપ્તની હકીકત મૂકવી.

શશાંક તો (પૂર્વમાં ?) કર્ણસુવર્ણનો રાજા હતો. ગૌડનરેશ તો નરેન્દ્રગુપ્ત. પશ્ચિમ બંગાળ કિંવા રાઢ દેશ તે જ ગૌડ દેશ. એ અંગદેશથી ભિન્ન.

પંચગૌડમાં કર્ણસુવર્ણ આવે કે નહિ?

કર્ણસુવર્ણ–Berhampur પાસે Rangamatiનો પ્રદેશ.

પૃષ્ઠ ૨૬

૧ મગધરાજ્ય જેમ કાન્યકુબ્જ સાથે તેમ જ કામરૂપ સાથે

* સરખાવો પૃષ્ઠ ૨૩ને લગતી અને પૃષ્ઠ ૨૮ને લગતી અંક ૧ની નોંધ.

વૈરભાવ રાખતું હતું. પૂર્વોક્ત દામોદરગુપ્તના પુત્ર અને ઉત્તરાધિકારી મહાસેનગુપ્તને અને ભાસ્કરવર્માના પિતા સુસ્થિતવર્માને સામી પ્રીત હતી. વિગ્રહની એ જે જડ નંખાઈ હતી તેને લીધે કુમાર ભાસ્કર-વર્માએ કાન્યકુબ્જના સંબંધી પરમ માહેશ્વર હર્ષ સાથે મેળ કરવ્યો.

(પૃષ્ઠ ર૯ને લગતી અંક ૧ની નોંધમાં પિતામહી મહાસેનગુપ્તા દ્વારા મગધ અને સ્થાણ્વીશ્વર એ બે રાજ્યોને મિત્રરાજ્ય કહ્યાં છે તે વિચારવું.)

ભૂતિવર્મા–ચંદ્રમુખવર્મા–સ્થિતિવર્મા-સુસ્થિત(ર)વર્મા-ભાસ્કરવર્મા.

**हर्षचरित** ।७।, ભૂતિવર્મા, ચંદ્રમુખવર્મા, સ્થિતિવર્મા, સુસ્થિરવર્મા ઉર્ફે મૃગાંક (રાણી શ્યામાદેવી), ભાસ્કરવર્મા.

નિધાનપુરનાં તામ્રપત્ર (Ind. Ant. 1914 May):—મહા-ભૂતવર્મા (વિજ્ઞાનવતી), ચંદ્રમુખવર્મા (ભોગવતી), સ્થિતવર્મા (નયના-દેવી), સુસ્થિતવર્મા શ્રી મૃગાંક (શ્યામાદેવી); તેના બે પુત્ર સુપ્રતિ-ષ્ઠિતવર્મા અને ભાસ્કરવર્મા.

બાણ સુપ્રતિષ્ઠિતવર્માને ગાળી નાંખે છે અને ભાસ્કરવર્માને ઇ.સ. ૬૦૬માં કુમાર પદ લગાડે છે, તેથી સુપ્રતિષ્ઠિતવર્મા ઇ.સ. ૬૦૬ પહેલાં ગત થયો હશે. K. M. Panikkerની કલ્પનાને આધાર જણાતો નથી.

Bhaskaravarma was the younger son of Susthira(tha)varman. His elder brother Supra-tishthitavarman being the ruler, Bhaskara is generally spoken of by Yuan Chwang as Ku-mara. (Sri Harsha of Kanauj by K. M. Panikker, p. 16.)

આ ઉતારો વિચારતાં ઈ.સ. ૬૦૬માં ભાસ્કરવર્મા કુમારપદે હશે અને સુપ્રતિષ્ઠિતવર્મા રાજગાદીએ હશે. મુગટધારી ભાઇની સંમતિથી તેણે સંધિનાં કહેણ મોકલ્યાં હશે.

૨ જુઓ ह. च. । अस्य च शैशवादारभ्य संकल्पः स्थेयान् स्थाणुपादारविन्दद्वयाहृते नाहमन्यं नमस्कुर्यामिति ।

૩ અફસાડના લેખમાં ભાસ્કરવર્માના પિતા સુસ્થિતવર્માને જગવટના યુદ્ધમાં મહાસેનગુપ્તે હરાવ્યાનો ઉલ્લેખ છે. જુઓ C. I. I. p. 206.

પૃષ્ઠ ૨૮

૧ હકીકત ફેરવવી. પ્રથમ ચડાઇ ગૌડ નરેન્દ્રગુપ્ત ઉપર, જેમાં ગૌડ મરાયો. પછી ચડાઇ શશાંક ઉપર, જેણે નમ્યું આપ્યું. પૂર્વ હિંદ જીતવામાં ભાસ્કરવર્માની સહાયતા. અંગનો રાજા સામો થયો તે માર્યો ગયો. પુંડ્રવર્ધન અને સુહ્મના તાબે થયા.

(જો નરેન્દ્રગુપ્ત મરાયો હોય, તો તે રાજ્યવર્ધનનું ખુન કરનાર હોઈ શકે નહિ. એ ખૂની તો હર્ષને નમ્યાનું धृतधनुषि० ગાથામાં કહ્યું છે, મરાયાનૂં નથી કહ્યું.)*

૨ Karna–Suvarna, Kansona, now called Rangamati (રાંગામાટી), is in the district of Murshidabad, on the right bank of Bhagirathi, six miles south of Berhampur in Bengal . . . . . . The name Kansona has become antiquated, and the town is now known by the name of Rangamati . . . . . . The kingdom of Karna–Suvarna was situated to the west of the Bhagirathi and included Murshidabad, Bankura, Burdwan and Hugli.

(Dr. Weddel identifies Karna–Suvarna with

---

* સરખાવો પૃષ્ઠ ૨૧ને લગતી અંક ૧ની અને પૃષ્ઠ ૨૩ને લગતી નોંધો.

Kanchan-nagar [Kanson-nagar] near Burdwan in Bengal.)

પૃષ્ઠ ૨૯

૧ હર્ષની પિતામહી મહાસેનગુપ્તા ગુપ્તવંશની રાજકુમારી હતી, તેથી મિત્રતા કલ્પી છે. આના વિરુદ્ધ જુઓ પૃષ્ઠ ૨૬ને લગતી અંક ૧ની નોંધ. સવાલ બરાબર વિચારવો.

૨ ભાસ્કરવર્માના હાથ નીચે નાલંદ ક્યારે આવ્યું? એને ક્યારે લોકપાલ નીમ્યો? તે વિચારવું. ઇ. સ. ૬૩૩–૩૫ દરમિઆન.

પૃષ્ઠ ૩૦

૧ નાગસેન, ગણપતિનાગ વગેરેની પેઠે મહાનાગ પણ નાગ-વંશના એક રાજાનું નામ છે. હર્ષના સમયનો પદ્માવતીનો નાગ રાજા વિશિષ્ટ ખ્યાતિ ધરાવતો નથી કે તેને 'મહા' વિશેષણ લગાડી શકાય. અર્થાત્ મહાનાગ ઉપનામ નથી, વિશેષ નામ છે.

૨ ભૈરવજવ કે ભૈરવજપ? મૂળ मृगुझम्प.

૩ જ્યાં मालतीमाधवની વિહારદાસી બુદ્ધરક્ષિતા કામ કરતી હતી તે જ सरस्वतीकण्ठाभरणના શ્લોકનો બૌદ્ધ વિહાર હોય, તો महाश्मशान એ વિહારની અને કરાલાના સ્થાનકની વચ્ચે ગોઠવાય.

પૃષ્ઠ ૩૧

૧ અશ્વકર્ણ = સર્જ.

૨ મડદૂં પીંખી ખાવા–'પીંખવૂં' બોલ બરાબર છે? વિચારવું.

પૃષ્ઠ ૩૩

યવનચંગની હકીકત નીચે મુજબ: Going north from the country of Valabhi 1800 li (300 miles) we come to the kingdom of Kiu-che-lo. The country is about 5000 li in circuit, the capital which is called Pi-lo-mo-lo is 30 li or so round. The produce of the soil and the manners of the people

resemble those of Saurashtra. The king is of the Kshatriya caste. He is just 20 years old. (Beal's Buddhist Records II, 270.) Kiu-che-lo ગુર્જર, Pi-lo-mo-lo ભિન્નમાલ; અર્થાત્ અપર માલવના વિદેશી રાજ્યકર્તા પણ જાતે ગુર્જર હતા.

પૃષ્ઠ ૩૪

Hindu constitutional law forbade the coronation of a king before the completion of his twenty-fourth year (P. Jayaswal). આથી અશોકનો રાજ્યાભિષેક ચાર વરસ મોડો થયો હતો. The Puranas do not count the pre-coronation years of Asoka's reign, while they include them in the total for the dynasty.

પૃષ્ઠ ૩૫

વાતાપી કે વાતાપિ?

પૃષ્ઠ ૩૬

પિતામહ-કીર્તિવર્મા અને પૌત્ર-પુલકેશી બીજો.

પૃષ્ઠ ૩૭

An Arabic historian records the fact that in A. D. 626 Pulakesin sent presents to the Persian monarch, accompanied by letters to his two sons.

પૃષ્ઠ ૩૯

બ્રહ્મગુપ્તે બ્રહ્મસિદ્ધાંત સન ૬૨૮માં વ્યાઘ્રમુખ ચાપના રાજ્યમાં ભિન્નમાળમાં રચ્યો હતો એવી નોંધ છે. તેની ખાતરી કરવી અને હર્ષના રાજ્યકાળ સાથે તેનો સંબંધ બંધ બેસાડવો. કદાચ વર્મલાત વિગ્રહમાં માર્યો ગયો હોય ને હર્ષે વ્યાઘ્રમુખ ચાપને ગાદીએ બેસાર્યો હોય.

ઉત્તરાધિકારી જો વર્મલાતનો સગો હોય તો બંને આપ વંશના ઠરે.

પૃષ્ઠ ૪૦

૧ અંશુવર્માનું ઠાકુરિ ઉપનામ છે. તુખાર(तुषार)નો કે દુશ્મન-(Yuechi)નો વંશજ તો તે નહિ હોય! ચક્રવર્તી હર્ષ પણ કદાચ એ જ વિદેશીઓની ઓલાદનો એટલે કે Yuechi (ઉએશી) હોય, જેથી યવનચંગે તેને વૈશ્ય માન્યો હોય. *

Ind. Ant. IX p. 171 & p. 413માં No. 8: અંશુવર્મા ઠાકુરિને વિશ્વદેવવર્માનો જમાઈ કહ્યો છે. તપાસ કરવી. અંશુવર્માનો પૂર્વવૃત્તાંત વિચારવો. જોવું Ind. Ant. XIII p. 413; જોવું વળી Epi. Ind. V p. 75.

૨ M. Ettinghausen (Harshavardhana p. 47) supposes this land to be a Tukhara country (तुषारशैलम्).

પૃષ્ઠ ૪૧

૧ સદ્‌ગત હરપ્રસાદ શાસ્ત્રીના કહેવા પ્રમાણે સ્રંગસનગંપોનો જન્મ ઇ. સ. ૬૦૦ના અરસામાં થયો હતો, અને તેણે લ્હાસા ઇ.સ. ૬૩૯માં સ્થાપ્યું હતું. નેપાળના અંશુવર્માની કુંવરી પરણ્યા પછી તેણે એના પ્રધાન Thon-mi-sambhotaને લિપિ અને વિદ્યાકળાનું જ્ઞાન મેળવવા મગધ મોકલ્યો હતો. એ ઇ.સ. ૬૪૦ના અરસામાં તિબેટ પાછો આવ્યો ત્યારે તેણે મગધની કુટિલ લિપિને આધારે તિબેટી લિપિ યોજી પ્રચારમાં આણી. ઉપરાંત તેણે પહેલવહેલું તિબેટી ભાષા-નું વ્યાકરણ આઠ અધ્યાયમાં રચ્યું. એ અષ્ટાધ્યાયીના વર્ણવિચાર અને લિંગવિચાર એ બે જ અધ્યાય બચ્યા છે. તેના ઉપર સિતુ (Situ) નામે ટિકાકારે તિબેટી ભાષામાં ટીકા રચી છે.

સામંત અંશુવર્મા ઠાકુરિની કુંવરી ભ્રુકુટિકુમારી અને ચીનના

---

* સરખાવો પૃષ્ઠ ૫ ને લગતી અંક ૧ ની નોંધ.

શહાનશાહ તઆઈ સુન (Tai-tsung)ની કુંવરી કોંગજો (Kongjo) એ બે સ્રંગસનગંપોની રાણીઓ.*

૨ અંશુવર્માના ખટમંડુથી ચાર મૈલ દક્ષિણે જડેલા લેખની સાલ ૩૪ છે, એટલે કે ઇ.સ. ૬૪૦ છે. યવનચંગ ઇ.સ. ૬૪૨માં સ્વદેશ પાછો વળે છે, તે પહેલાં અંશુવર્માનૂં તાજૂં (late) મરણ થયાનૂં તે પ્રવાસી લખે છે. અર્થાત્, ઇ.સ. ૬૪૨ના આરંભમાં એ દેવલોક થયો હશે. આથી જ ઇ.સ. ૬૪૭માં તિરભુક્તિના અર્જુન સાથે વિગ્રહમાં સ્રંગસનગંપોના સહાયક તરીકે એનૂં નામ નથી વાંચતા.

૩ ધ્રુવસેન બીજો, ઇ.સ. ૬૨૭–૬૪૨.

૪ લાટ—ભરૂચથી સોપારક સુધીનો પ્રદેશ.

પૃષ્ઠ ૪૨

૧ સૌરાષ્ટ્રમાં कालापथक (?)ના मसन्तग्रामના દાનપત્રમાં ध्रुवसेन बालादित्य પાણિનીય વ્યાકરણ અને અર્થશાસ્ત્રમાં પોતાની કુશળતાની બડાઈ હાંકે છે. આ દાનપત્ર રાજ્ઞી દુડ્ડા (? દુદ્દા)એ કરાવેલા વલભીપુરમાંના વિહારમંડલની અંદર આવેલા ગોહકે કરાવેલા વિહારમાં વસતા ભિક્ષુના ભરણપોષણ માટે છે. તેની સાલ વ. સં. ૩૧૦ (ઇ.સ. ૬૨૯) છે.

ધ્રુવસેન પોતાને પરમમાહેશ્વર તરીકે ઓળખાવે છે. કદાચ એના જ સમયમાં ભટ્ટિએ भट्टिकाव्य આરંભ્યૂં હશે. प्रबोधचन्द्रोदयની चन्द्रिकाના આરંભમાં એને દષ્ટાંતભૂત મંત્રીશ્વર કહ્યો છે તે પ્રસ્તુત ધ્રુવસેનનો મંત્રીશ્વર હશે.

ધ્રુવસેન અને હર્ષને સલાહ થઈ તે કદાચ દૃષ્ટાંતભૂત મંત્રીશ્વર ભટ્ટિ કવિની કુશળતાને લીધે હશે.

૨ कुङ्गदमण्डल is identified with the Ganjam District. It was iucluded within the southern तोशला, one of the divisions of the ancient कलिङ्ग

* V. A. Smith ચીનની કુંવરીનું નામ Wen-cheng આપે છે.

country. (J.B.O.R.S. V 4 p. 570).

૩ કાંચી—ચોલની રાજધાની.

૪ આદિવરાહ પેરુમાલના દેવમંદિરમાં મહેન્દ્રવર્મા અને નરસિંહવર્માનાં પૂતળાં છે. નરસિંહવર્માનું બિરુદ વાતાપિકોંડ હતું.

૫ આ લેખની સાલ આપવી. તે પહેલાં ધ્રુવભટ કિંવા ધ્રુવસેનનો હર્ષકૃત પરાભવ.

**પૃષ્ઠ ૪૩**

ઘણું કરીને હર્ષ, નરસિંહવર્મા અને સિંહલના માનવવર્માએ સંયુક્ત બળથી સવારી વાતાપિ ઉપર કરી હશે; જુઓ सो. प्रा. इ. પૃષ્ઠ ૪૫.

**પૃષ્ઠ ૪૪**

હર્ષ પછી તેનો દૌહિત્ર ધરસેન ગાદીએ આવ્યો હતો એમ ધરસેનના ઇ. સ. ૬૪૯ના એક દાનપત્રમાં ચક્રવર્તી બિરુદ છે તે ઉપરથી ભાઇ રસિકલાલ છોટાલાલ પરીખ અનુમાન કરે છે.

**પૃષ્ઠ ૪૫**

૧ ઇ. સ. ૧૦૧૪માં મહમદ ગિઝનવીએ થાનેશ્વરનાં મંદિરોનો નાશ કર્યો. એ જ સવારીમાં બિયાસને કાંઠે આવેલા નગરકોટનાં દેવળો પણ લૂંટયાં.

૨ હર્ષનાં તામ્રપત્રોમાં એની સેનાનાં ત્રણ અંગ ગણાવ્યાં છે: મહાનૌકા (warships), હસ્તી અને અશ્વ. એની નોંધ યોગ્ય સ્થળે લેવી.

**પૃષ્ઠ ૪૬**

अत्र देवेनाभिषिक्तः कुमारः । એ વાકય સુપ્રતિષ્ઠિતવર્મા પછી ભાસ્કરવર્માના રાજ્યાભિષેકને લાગુ પડતું હોય એમ લાગે છે. એ બનાવની સાલ નક્કી કરી યથાસ્થાન એની નોંધ મૂળ લેખમાં લેવી. એ સાલ ઇ. સ. ૬૩૫ પહેલાં. કદાચ તે ઇ. સ. ૬૩૩ જ હોય. ભાસ્કરવર્માને અભિષેક કરી સાથે તેને લોકપાલ નીમી, પાછા ફરતાં તેણે

અજિરવતી ઉપર પડાવ નાંખ્યો હોય.*

પૃષ્ઠ ૪૮

ફાઇહ્યન સમુદ્રગુપ્ત પરાક્રમાદિત્યના કે દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યના રાજ્યકાળમાં અહીં આવ્યો હતો? વિચારવું. કદાચ દ્વિતીય ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય હશે.

પૃષ્ઠ ૪૯

तुषारगिरि–Hindukush. तुरुष्कविषय–Russian Turkistan. पारसीकदेश–Farsistan in Persia lying to the west of Karman, or more likely Persia itself west of Seistan. शकस्थान–Seistan.

પૃષ્ઠ ૫૦

બૌદ્ધ સાહિત્યમાં शीलादित्य ઉપનામ છે તે વિષે કંઇ કહેવું. તિબેટી સાહિત્યમાં धर्मपाल છે. §

પૃષ્ઠ ૫૧

૧ સર્વસ્વમહાદાનને કુંભના મેળા સાથે સંબંધ છે?

૨ યવનચંગના ગુરુ શીલભદ્રનો જન્મ વિક્રમપુરમાં થયો હતો. યવનચંગની અને નાલંદની હકીકત મેળવી ઉમેરવી.

૩ મેળાપ તો પ્રથમ Kajughiraની છાવણીમાં થાય છે, ત્યાંથી હર્ષ એને લેઇ કનોજ જાય છે.

---

* "हर्षचरितના ત્રીજા ઉચ્છ્વાસમાં अत्र देवेनाभिषिक्तः कुमारः । એ વાક્ય છે. તે પૂર્વના લોકપાલ તરીકે ભાસ્કરવર્માના અભિષેકને લગતું છે, એમ હું સમજું છું. કામરૂપનો કુમાર હર્ષના પહેલાં રાજ્યારૂઢ થયો હતો; તેથી તે એના રાજ્યાભિષેકને લાગુ પાડી શકાય નહિ." છેલ્લી આવૃત્તિમાં નોંધ નં. ૨ ની શરૂઆતમાં ઉપરનાં વાક્યો હતાં, તે કાઢી નાખેલાં છે.

§ જુઓ પૃ. ૫૪-૫૫.

પૃષ્ઠ ૫૩

Sir R. G. Bhandarkar writes:–On the coins of Kanishka there occurs a figure with the name Miiro=Mihira (Persian Mihra=Mithra) by its side. . . . . . The cult, therefore, must have penetrated to India about the time of that Kushan Prince, and the Multan (Skt. मूलस्थान) temple, which was its original seat, must have been constructed about the same time.

પૃષ્ઠ ૫૪

Thereafter at another time when the venerable Ananda was dwelling at Jetavana, the householder शणवासिक gave to the clergy a great five-yearly feast and at last through the instruction of the venerable priest he became gradually the supporter of the *Tripitaka* and from the first two steps of Arhathood he attained complete emancipation.

(Taranath's History of Buddhism in India, first section.)

પૃષ્ઠ ૫૫

शत्रुंजयमाहात्म्यમાં શીલાદિત્યે શત્રુંજય પર્વત ઉપર દેરાસરોની પ્રતિષ્ઠા કર્યાનું ધનેશ્વર લખે છે (જુઓ રા. મા. આવૃત્તિ ૨). તે શીલાદિત્ય હર્ષ હોય કે નહિ તેની ખાતરી કરવી.

પૃષ્ઠ ૫૭

સાગરનંદીના नाटकलक्षणरत्नकोशમાં અંતે નીચેનો શ્લોક છે તે ધ્યાનમાં લેવા જેવો છે.

श्रीहर्षविक्रमनराधिपमातृगुप्तगर्गाश्मकुट्टनखकुट्टकबादराणाम् ।
एषां मतेन भरतस्य मतं विगाह्य सृष्टं मया समनु(न)गच्छत रत्नकोशम् ॥

અહીં હર્ષ નરાધિપ અને વિક્રમ નરાધિપ (અર્થાત્ દ્વિતીય ચંદ્રગુપ્ત, વિક્રમાદિત્ય)ના મતનો ઉલ્લેખ છે. તે જોતાં હર્ષે નાટચશાસ્ત્ર વિષે કંઇ લખ્યું હશે એમ સમજાય છે. જુઓ પુરાતત્ત્વ પુ. ૫, અં. ૧, ભારતીય નાટચશાસ્ત્રના બે નવીન ગ્રંથો.

M. Ramakrishna Kavi આ શ્રીહર્ષને तापसवत्सराजનો કર્તા માયુરાજ સમજે છે. જુઓ तापसवत्सराज ઉપર પૃ૪ ૫૯ને લગતી અંક ૧ની નોંધ.

પૃષ્ઠ ૫૮

કાશ્મીરના જયાપીડનો રાજ્યકાળ ઇ. સ. ૭૭૯-૮૧૩. તેનો મંત્રી દામોદર.

પૃષ્ઠ ૫૯

૧ तापसवत्सराजનો નિર્દેશ નવમા શતકના ઉત્તરાર્ધના આનંદવર્ધને ध्वन्यालोक વૃત્તિમાં કર્યો છે; જુઓ પૃ. ૧૫૧. નાટકના સાર બાબત જુઓ Keith's Sanskrit Drama, pp. 220-221.

અનંગહર્ષ=માત્રરાજ=માયુરાજ, આમ M. Ramakrishna Kavi, M.A. (Rajamundry) માને છે; અને रत्नावली વગેરે ત્રણ નાટક પણ બાણભટ્ટના આશ્રયદાતાની નહિ, પણ કલચુરિ વંશના આ तापसवत्सराजના માયુરાજની કૃતિ કહેવરાવવા માગે છે; જુઓ 4th Ori. Confer. Proc. vol. II, pp. 165–179. *

૨ द्विरूपकोश છપાયો છે, તે નૈષધકાર શ્રીહર્ષની કૃતિ છે; જુઓ અંતિમ શ્લોક ૨૩૮.

પૃષ્ઠ ૬૧

૧ विद्धशालभञ्जिकाના ચોથા અંકમાં સાતેક રાજકુમારીનાં નામ

* જુઓ પૃ. ૫૭ને લગતી નોંધ.

છે, તે પૈકી માલવ નરેન્દ્રની કુંવરીઓનાં નામ રત્નાવલી અને પ્રિયદર્શના છે.

૨ પ્રિયદર્શનાના ગર્ભાંકની ખાસ નોંધ લેવી. રાજશેખરના बाल-रामायणમાં અને ભાસૂરના उन्मत्तमाधवમાં પ્રેક્ષાંક સંજ્ઞા છે. જુઓ Keith's Sans. Drama, p. 268.

વિદ્યમાન સંસ્કૃત સાહિત્યમાં ગર્ભાંક કિંવા અંતર્નાટક પ્રિયદર્શના-માં જ પ્રથમ દર્શન દે છે.

પૃ૦ ૬૩

૧ રત્નાવલીના રચનાકાળના નિર્ણયના સંબંધમાં विश्रान्तविग्रहकथो० એ શ્લોક વિચારવો. કદાચ સાલ ઇ.સ. ૬૪૩ ઠરે.

૨ આ લોકકથાનો નિર્દેશ ભાવસ્વામીના बृहत्कथासंग्रहમાં છે. તેમાં જીમૂતવાહને યાચકોને કલ્પવૃક્ષ આપી દીધાનું અને નાગને બચાવવા પોતાનું શરીર ગરુડને આપ્યાનું લખ્યું છે.

પાંચમા ઇસવી શતકના પૂર્વાર્ધમાં થયેલા બુદ્ધઘોષના पद्यचूडामणि । २ । १९ । માં पक्षीन्द्र चञ्चुपुटपाटनजर्जराङ्गं जीमूतवाहनदशामिव दर्शयन्तम् । એ ઉપમાનો પ્રયોગ છે.

પૈશાચી बृहत्कथाના વારાની એ લોકકથાને પાછળથી બૌદ્ધ-ધર્મનો પટ લાગ્યો હશે.

કેરલ દેશમાં દેવમંદિરમાં ચાકયાર (Chakyar)ના નામે ઓળખાતા નટ લોકો ઉત્સવ પ્રસંગે હર્ષનું नागानन्द અને ભાસના प्रतिज्ञा-यौगन्धरायणનો मन्त्राङ्क તથા कृष्णबालचरित અદ્યાપિ આંગિક અભિનયથી ભજવે છે. कृष्णबालचरित, प्रतिज्ञायौगन्धरायणनो मन्त्राङ्क, नागानन्द, धनंजयविजय અને चूडामणि એ પાંચનો જ ચાક્યારો અભિનય કરે છે.

દશમા શતકના પહેલા ચરણમાં અથવા તે પહેલાં થનાર રાજ-શેખરની काव्यमीमांसा પૃ. ૪૩માં નીચેનો શ્લોક છે તે જીમૂતવાહન સંબંધી નાટક(કે કાવ્ય)માંનો જણાય છે.

कर्कोटः कोटिकृत्वः प्रणमति पुरस्तक्षके देहि चक्षुः
सज्जः सेवाञ्जलिस्ते कपिलकुलकयोः स्तौति च स्वस्तिकस्त्वाम् ।
पद्मः सद्येष भक्तैरवलगति पुरा कम्बलोऽयं बलोऽयं
सोत्सर्पः सर्पराजो व्रजतु निजगृहं प्रेष्यतां शङ्खपालः ॥
(सोत्सर्पः-making respectful approaches)

પૃષ્ઠ ૬૫

૧ મયૂરનાં સુભાષિત—જુઓ सदुक्तिकर्णामृत । ૧ । ૧૫ । ૩ । (ત્રિપુરદાહ), । ૧ । ૨૮ । ૫ । (અર્ધનારીશ્વર), । ૧ । ૪૧ । ૩ । (નરસિંહ), । ૧ । ૫૩ । ૧ । (કૃષ્ણસ્વમાયિત). *

(मयूराष्टकનો સવાલ ચર્ચવો અને અષ્ટક પરિશિષ્ટમાં આપવું.) §

મયૂર કદાચ પ્રભાકરવર્ધનના સમયનો આશ્રિત હશે.

બાણુ અને મયૂર નિકટના સંબંધી હતા તે આખ્યાયિકાનું મૂળ गतप्राया रात्रिः પ્રતીકનો શ્લોક છે. कविन्द्रवचनसमुच्चय (૩૬૧)માં એ શ્લોકનો કર્તા महोदधि નામે બીજો જ કહેલો છે.

બાણુનાં સુભાષિત—જુઓ सदुक्तिकर्णामृत । ૧ । ૨૧ । ૧ । (હરપ્રસાદન), । ૧ । ૩૦ । ૧ । (કાર્તિકેય). *

शब्दार्थयोः समो गुम्फः पाञ्चाली रीतिरिष्यते ।
शीलाभट्टारिकावाचि बाणोक्तिषु च सा यदि ॥ राजशेखरस्य ।

જુઓ દંડીએ રચેલી अवन्तिसुन्दरीकथाના આરંભે આપેલો બાણુ અને મયૂરને લગતો નીચેનો શ્લોકઃ

भिन्नस्तीक्ष्णमुखेनापि चित्रं बाणेन निर्व्यथः ।
व्याहारेषु जहौ लीलां स मयूरः—॥
(स मयूरः —, કલ્પિત न मयूरः कदाचन)

---

* જુઓ પરિશિષ્ટ ૩. § જુઓ પરિશિષ્ટ ૪

सुभाषित । २४२२ । માંની ખરની અને ह. च । ३ । ५–६ ।- માંની તુરંગની સ્વભાવોક્તિ સાથે વિચારતાં બાણને तुरङ्गबाण નામ મળ્યું, તો મયૂરને खरमयूर નામ મળ્યું હશે; જો કે તે કોઇ ઠેકાણે મળી આવતું નથી.

खरमयूर નામ तीक्ष्णमुख બાણે આપ્યું હશે.

૨ कादम्बरीमण्डन કિંવા મંડનકૃત कादम्बरीदर्पण, પરિચ્છેદ ૧ શ્લોક ૧૯ નીચે પ્રમાણે છેઃ

कादम्बरी कथा राजन् महती च महाद्भुता ।
सा संक्षिप्यैव कथिता बाणेनापि महाधिया ॥

આ ઉપરથી સમજાય છે કે બાણે પ્રથમ સંક્ષેપમાં पद्यकादम्बरी રચી હતી અને પછી महती कादम्बरी कथा તેણે ગદ્યમાં આરંભી, જે એના અકાળ મૃત્યુથી અધૂરી રહેલી એના પુત્રે पद्य कादम्बरीने અનુસરી પૂરી કરી.

મંડન માળવાના આલમશાહ હુશંગ ગોરી (ઇ.સ. ૧૪૦૫-૧૪૩૨)-નો મંત્રી હતો. અર્થાત્, એનો સમય ઇસવી પંદરમી સદીનું પૂર્વાર્ધ.

પૃષ્ઠ ૬૬

Gunavinayagani the commentator on the Nalachampu quotes आशा प्रोज्झित० as occuring in Bana's मुकुटताडितक. જો ગુણવિનયગણિ ઇસવી પંદરમા શતકના પહેલા ચરણ પછી થયો હોય, તો કદાચ તેને બાણ શબ્દે દક્ષિણ-(ત્રિકલિંગ)નો વામનબાણ અભિપ્રેત હોય. नलचम्पूની ગુણવિનયની ટીકા જોવી. એ ટીકા સં. ૧૬૪૬માં રચાઇ છે. ગુણવિનયની સાક્ષર-પ્રવૃત્તિ સં. ૧૬૪૫–૧૬૭૫ની આસપાસ.

જુઓ વળી સોઢલકૃત उदयसुन्दरीः

श्रीहर्ष इत्यवनिवर्तिषु पार्थिवेषु नाम्नैव केवलमजायत; वस्तुतस्तु ।
गीर्हर्ष एष निजसंसदि येन राज्ञा संपूजितः कनककोटिशतेन बाणः ॥

પૃષ્ઠ ૬૭

નવી આવૃત્તિમાં:–હર્ષ અને અકબરના રાજ્યનો વિસ્તાર, રાજનીતિ, ધર્મનીતિ, વૈદેશિક સંધિસંબંધ, (વગેરેની તુલના કરવી.)

પૃષ્ઠ ૭૦

૧ ઇ.સ. ૬૦૬માં હર્ષની ઉમ્મર પચીસ વર્ષની ન હતી થઈ તેથી તે કુમાર પદવી જ ધરાવે છે. ઇ.સ. ૬૧૨માં પચીસ પૂરાં થઈ જાય છે એટલે રાજ્યાભિષેક થાય છે. સરખાવો ખારવેલનો દષ્ટાંત.

૨ બ્રહ્મસિદ્ધાંત બ્રહ્મગુપ્તે ઇ. સ. ૬૨૮માં વ્યાઘ્રમુખ ચાપના અમલમાં ભિન્નમાળમાં રચ્યો, તે જોતાં વર્મલાત કદાચ લડાઇમાં માર્યો ગયો હોય અને એના પછી વ્યાઘ્રમુખ ગાદીએ આવ્યો હોય. સાથે સાથે બંને ચાપ વંશના માનવા પડે. બહુ વિચારી જોવું. સાલ ફેરવી કદાચ ઇ.સ. ૬૨૬ * ની સ્વીકારવી પડે તો સ્વીકારવી. §

માધનૂં મરણ પણ તે અરસામાં મૂકાય કે કેમ તે પણ વિચારવૂં.

* ૬૨૮

પૃષ્ઠ ૭૧

૧ In 638 A.D. Harshavardhana had encamped at वर्धमानकोटि in the Dinajpur district.

૨ બાણ હર્ષને મળ્યો તે પહેલાં પરણેલો હતો; જુઓ ह. च.। दारपरिग्रहादभ्यागारिकोऽस्मि ।.

+(૧) Indian Antiquary, May 1914–The Nidhanpura Grant of Bhaskara Varman.

---

§ સરખાવો પૃષ્ઠ ૩૬ને લગતી નોંધ.

+ અગાઉ જણાવેલાં જોવાનાં પુસ્તકો અને લેખો ઉપરાંત નોંધેલી યાદી અહીં એકઠી કરી આપી છે.

(૨) Harsha–Radhakumud Mukerji (Rulers of India Series).
(૩) Sri Harsha of Kanauj–K. M. Panikker.
(૪) Historical Quarterly, December 1927–Harsha Siladitya (આ લેખ જરૂર જોવો).
(૫) The Journal of Bihar and Orissa Research Society, September–December 1932, pp. 296–331—On the Extent of Harsha's Empire, by Dr. Rama Shanker Tripathi.
(૬) नागरी प्रचारिणी पत्रिका, શ્રાવણ ૧૯૯૨; ખાસ કરીને તેનો પહેલો લેખ–भारत में हूण शासन (Vol. XVI, No.2).
(૭) વસંત રજતમહોત્સવ સ્મારક ગ્રંથ–રા. બા. ગૌરીશંકર ઓઝાનો લેખ
(૮) Proceedings and Transactions of the first Oriental Conference, pp. 393–406—The Early History of the Gurjaras, by R. C. Mujumdar.
(૯) पञ्चसिद्धान्तिका અથવા તો गणकतरङ्गिणीમાં વ્યાઘ્રમુખ ચાપ વિશે બ્રહ્મગુપ્તના ब्रह्मसिद्धांतને અંગે જોવું. (પ્ર. સ. ૬૨૮)
(૧૦) Ind. Ant., IX p. 171 and 413; Ind. Ant., XIII p. 413; Epi. Ind., V p. 75; અંશુવર્મા.
(૧૧) Ind. Ant., XIII p. 70, Navasari Inscription એ લેખની સાલ જોવી; દદ્દ બીજો પ્રશાંતરાગ.
(૧૨) आवश्यकसूत्र ટીકા विशेषावश्यकभाष्य (ક્ષમાશ્રમણ જિનભદ્રસૂરિ, ઇસવી છઠ્ઠું સૈકું) તેના ઉપર વૃત્તિ शिष्यहिता (હરિભદ્રસૂરિ, આઠમૂં સૈકું).
(૧૩) History of Assam; ભાસ્કરવર્મા.

# પંચ સંધિ અને તેનાં મુખ્ય અંગ

## મુખ

### રણવાસમાં, પૃ. ૧૦૭-૧૧૬

| | | |
|---|---|---|
| **ઉપક્ષેપ** | પ્રિયદર્શિનાનું વેવીશાળ | ૧૦૮ |
| **પરિકર** | એનું ગૂમ થવું | ૧૦૮ |
| વિધાન | કંચુકી કૌશાંબી જવા સંકલ્પવિકલ્પ કરે છે. | ૧૦૮ |
| **ઉદ્ભેદ** | તે દઢવર્માની હજુરમાં જાય છે | ૧૦૮ |
| ભેદ | ઉજ્જયિનીના પૂર્વવૃત્તાંતથી દઢવર્માના બંધનની સ્મૃતિ | ૧૧૧ |
| કારણ | વિંધ્યકેતુ ઉપર સવારી | ૧૧૧–૧૧૪ |
| પરિભાવના | એ રણમાં પડે છે | ૧૧૪ |
| **પરિન્યાસ** | આરણ્યકાની પ્રાપ્તિ | ૧૧૪–૧૧૫ |
| વિલોભન | એનું અદ્ભુત રૂપલાવણ્ય | ૧૧૪–૧૧૫ |
| પ્રાપ્તિ | એના ઉપર અનુગ્રહ બતાવી વત્સરાજ સંતોષ માને છે | ૧૧૫ |
| **યુક્તિ** | એની વાસવદત્તાને સોંપરત | ૧૧૫ |
| **સમાધાન** | કલિંગરાજ ઉપર ચડાઇનો સંકેત | ૧૧૬ |

## પ્રતિમુખ

### પદ્મસરમાં, પૃ. ૧૧૭-૧૨૯

| | | |
|---|---|---|
| વિધૂત | આરણ્યકાનો બળાપો | ૧૨૧ |

| | | |
|---|---|---|
| વર્ણસંહાર | વત્સરાજ વસંતક આરણ્યકા ને ઇંદીવરિકા સરોવરે જઇ પ્હોંચે છે | ૧૧૭–૧૨૧–૧૨૨ |
| પ્રગમન | આરણ્યકાના પ્રથમ દર્શને વસંતક અને વત્સ-રાજ ચકિત થાય છે | ૧૨૩ |
| નર્મદ્યુતિ | આરણ્યકાના પાણિગ્રહણની વાત | ૧૨૪ |
| **પરિસર્પ** | આરણ્યકાનું પિછાન અને વત્સરાજનો મોહ | ૧૨૪–૧૨૫ |
| **પુષ્પ** | આરણ્યકાનું સર્વાતિશાયી રૂપ | ૧૨૫ |
| **ઉપન્યાસ** | ભ્રમરબાધાનિવારણ અને સાંત્વન | ૧૨૬ |
| પર્યુપાસન | ફરી સાંત્વન | ૧૨૬ |
| **શમન** | વત્સરાજનું પિછાન અને આરણ્યકાનો મોહ | ૧૨૭ |
| વિલાસ | વત્સરાજની પ્રણયોક્તિ | ૧૨૭ |
| નિરોધ | સંયોગસુખ ઉભયનું પરવારવું | ૧૨૮ |
| **વજ્ર** | વસંતક વત્સરાજને ઠપકો આપે છે | ૧૨૮–૧૨૯ |
| નર્મ | કોણ મૂર્ખ? | ૧૨૯ |

## ગર્ભ

## ગર્ભનાટકમાં, પૃ. ૧૩૦–૧૫૨

| | | |
|---|---|---|
| **આક્ષેપ** | આરણ્યકાને વત્સરાજની લ્હે લાગવી | ૧૩૦ |
| ઉદ્વેગ | દેવીના ભયથી સમાગમની નિરાશા | ૧૩૨ |
| ક્રમ | એની બેવડી બેહાલ દશા | ૧૩૫ |
| ઉદાહરણ | સુખના મનોરથનું મનોરાજ્ય | ૧૪૦ |
| **માર્ગ** | આરણ્યકાને મળવાનો મનોરમા ઉપાય બ-તાવે છે. | ૧૪૧ |
| **અભૂતાહરણ** | વત્સરાજ ગર્ભનાટકમાં મનોરમાને બદલે પંડે ભાગ લે છે | ૧૪૧ |
| સંગ્રહ | રાજાનાં સામવાક્ય | ૧૪૭–૧૪૮ |

## વિમર્શ *

### કારાગૃહમાં, પૃ. ૧૫૩–૧૬૩



* વિમર્શ અને નિર્વાણ એ બે સંધિના અંગના દાખલા લેખકની નોંધ ઉપરથી શ્રી રસિકલાલ છોટાલાલ પરીખે કાઢી આપ્યા છે.— સંપાદક

| | | |
|---|---|---|
| **શક્તિ** | પ્રતિહારીએ આપેલા સમાચાર અને વાસવદત્તાનું પ્રસન્ન થવું | ૧૬૦ |
| દ્યુતિ | સાંકૃત્યાયનીની ઉક્તિ 'હું શિદ કંઇ કહું ? હું તો વત્સરાજની વગિયણ છું' | ૧૬૦ |
| વિદ્રવ | કલિંગનો વધ | ૧૬૧ |
| **આદાન** | 'આવા રૂડા અવસરે' ઇત્યાદિથી બધાં કામ પૂરાં થયાં એમ સૂચવતું અને આરણ્યકાને મુક્ત કરવાને સૂચવતું વિદૂષકનું વચન | ૧૬૧ |
| પ્રસંગ | કંચુકીની ઉક્તિ 'મહારાજ દૃઢવર્માએ વિશેષમાં કહાવ્યું છે' ઇત્યાદિ | ૧૬૨ |

## નિર્વહણ

### મૃત્યુના મુખમાં, પૃ. ૧૬૩–૧૭૦

| | | |
|---|---|---|
| **સંધાન** | આરણ્યકા તે પ્રિયદર્શના છે એ બીજનું ફરી આવવું | ૧૬૩ |
| પરિભાષણ | વાસવદત્તા અને મનોરમાની પરસ્પર વાતચીત | ૧૬૩–૧૬૪ |
| નિર્ણય | ઉદયન ઝેર ઉતારી જાણે છે એ અનુભવેલી બાબતનું કથન | ૧૬૪ |
| વિબોધ | 'અરે ! કુંવરી પ્રિયદર્શના તો ન હોય ?' ઇત્યાદિ કંચુકીની ઉક્તિ | ૧૬૫ |
| **ગ્રથન** | આરણ્યકા એ જ પ્રિયદર્શના છે | ૧૬૫ |
| **આનંદ** | બહેનને જીવાડી એ વાસવદત્તાનું વાંછિત થવું | ૧૬૭ |
| **ઉપગૂહન** | 'દેવની વિદ્યાએ તો હદ વાળી !' ઇત્યાદિ વિજયસેનની અને તે પછીની કંચુકીની ઉક્તિ | ૧૬૭ |

| | | |
|---|---|---|
| કૃતિ | 'તમારા તાતના આ કિંકરને ઓળખ્યો કે?' એ કંચુકીની ઉક્તિ | ૧૬૮ |
| સમય | 'તમારાં માતપિતા કુશળ છે' ઇત્યાદિ વચનથી દુઃખનું પૂરૂ થવું | ૧૬૮ |
| પૂર્વભાવ | વિદૂષક જુએ છે કે હવે પ્રિયદર્શનાની ભેટ રાજાને થવાની–'બાસાહેબ તો બ-હેનને' ઇત્યાદિ | ૧૬૮ |
| પ્રસાદ | 'દેવી ધણીરણી છો' ઇત્યાદિ રાજાનું વચન | ૧૬૯ |
| કાવ્યસંહાર | 'આર્યપુત્ર! બીજું એવું શું કરું' ઇત્યાદિ વાસવદત્તાની ઉક્તિ | ૧૬૯ |
| ભાષણ | 'કશી વાતની ન્યૂનતા રહી નથી' ઇત્યાદિ રાજાની ઉક્તિ | ૧૬૯ |
| પ્રશસ્તિ | 'આ સૂત્રધારની જે પ્રાર્થના છે તે ફળો!' ઇત્યાદિ | ૧૬૯–૧૭૦ |

| | |
|---|---|
| ભાવગ્રંથિ | शाकुन्तल, विक्रमोर्वशीय, मालविकाग्निमित्र, मृच्छकटिक. |
| અર્થગ્રંથિ | मुद्राराक्षस, प्रतिज्ञायौगन्धरायण, वेणीसंहार. |
| ચરિતગ્રંથિ | रत्नावली, नागानन्द, प्रियदर्शना. |
| ચિત્રગ્રંથિ | प्रबोधचन्द्रोदय, अमृतोदय. |
| ચારિત્રગ્રંથિ | चण्डकौशिक, प्रतिमादशरथ, दरिद्रचारुदत्त. |

ચક્રવર્તિકવિ હર્ષ

# વિંધ્ય વનની કન્યકા

स्वहस्तो मम महाराजाधिराज श्री हर्षस्य

(ચક્રવર્તિકવિ હર્ષના હસ્તાક્ષર : જુઓ બંસખેડનું દાનપત્ર)

# પાત્ર

| | |
|---|---|
| રાજા વત્સરાજ ઉદયન | વત્સ દેશનો રાજા. |
| વિદૂષક વસંતક | વત્સરાજનો મિત્ર. |
| રુમણ્વાન | વત્સરાજનો અમાત્ય. |
| વિજયસેન | વત્સરાજનો સેનાપતિ. |
| કંચુકી વિનયવસુ | અંગદેશના રાજા દૃઢવર્માનો કંચુકી. |
| વાસવદત્તા | વત્સરાજની પટરાણી, ઉજ્જયિનીના રાજા પ્રદ્યોત મહાસેનની કુંવરી. |
| પ્રિયદર્શના | અંગરાજ દૃઢવર્માની કુંવરી; તે વાસવદત્તાની મસિયાઇ બહેન થાય. વિંધ્યકેતુની પુત્રી તરીકે આરણ્યકાના નામથી વાસવદત્તાની હજુરમાં તે રહેતી હતી; અને અંતર્નાટકમાં તેણે વાસવદત્તાનો વેષ લીધો હતો. |
| સાંકૃત્યાયની | પ્રિયદર્શનાની માના પક્ષની પરિવ્રાજિકા. રાજ્યની આપત્તિમાં તે વાસવદત્તાને આશ્રયે આવીને રહી હતી. |
| મનોરમા | વત્સરાજના રણવાસની દાસી. આરણ્યકાના નામથી ઓળખાતી પ્રિયદર્શના સાથે તેને બહેનપણાં થયાં હતાં. અંતર્નાટકમાં એને વત્સરાજનો વેષ લેવાનો હતો. |
| કાંચનમાલા | વાસવદત્તાની દાસી. તે એના પિયરથી એની સાથે આવી હતી. |
| ઇંદીવરિકા | વાસવદત્તાની બીજી દાસી. |

ઉપરાંત પ્રતીહારી, વૈતાલિક વગેરે.

૧ વત્સરાજ મહાસેનના હાથમાં સપડાયો તે પહેલાં તેનો વિવાહ પ્રિયદર્શના સાથે મેળવી રાખવામાં આવ્યો હતો. પોતે માગું કર્યા છતાં વત્સરાજ સાથે વિવાહ મેળવ્યા બાબત ગુસ્સે થઈ કલિંગરાજે વત્સરાજ ઉજ્જયિનીના કારાગૃહમાં પડયો હતો તે અરસામાં અંગરાજ ઉપર ચડાઇ કરી હતી અને તેને હરાવી બંદીવાન કરીને તે લેઈ ગયો હતો.

૨ એક તરફ કલિંગરાજે અંગરાજને કેદ કર્યો હશે; બીજી તરફ તે જ અરસામાં વત્સરાજ ઉજ્જયિનીથી કૌશાંબી ભાગી ગયો હશે. (વત્સરાજને નસાડતાં યૌગંધરાયણ મહાસેનના હાથમાં સપડાયો હશે.) કંચુકી વિનયવસુ અંગના આક્રમણ વખતે પ્રિયદર્શનાને લેઈને નીકળ્યો હશે, તે જ વખતે વિજયસેન વત્સદેશથી વિંધ્યકેતુ ઉપર ચડાઇ લેઈ ગયો હશે.

૩ વત્સરાજ છૂટયાની બાતમી મળતા સુધી કંચુકી વિનયવસુ પ્રિયદર્શના સાથે વિંધ્યકેતુને ત્યાં રહેવા આવે છે. ત્યાં આવતાં જ તેને ખબર પડે છે કે વત્સરાજ કૌશાંબી આવી ચૂકયા છે. તે સ્હેજે અગસ્ત્યતીર્થે ન્હાવા જાય છે. તેટલામાં વિજયસેન ચડી આવે છે. ચડાઇનો સમય વિજયાદશમી સંભવે છે. વિજયોત્તર પ્રિયદર્શના હાથ આવે છે, તેને એ કૌશાંબી લેઈ જાય છે. તેની અંતઃપુરમાં સોંપરત થાય છે; (આસો સુદિ ૧૫). અહીં પહેલો અંક સમાપ્ત થાય છે.

૪. પહેલા અને બીજા અંક વચ્ચે વરસ ઉપરાંતનો ગાળો છે. તે ગાળામાં અંગરાજ કલિંગનૂં કેદખાનૂં સેવે છે. એક વરસના વિગ્રહ પછી કલિંગરાજ વિજયસેનને હાથે મરાય છે, ત્યારે અંગરાજનો છૂટકારો થાય છે. વિગ્રહનો મોટો ભાગ ગઢરોધમાં જાય છે.

૫ બીજા અંકનો આરંભ બાર મહિના પછી કાર્તિક શુદિ ૧૩-ની સાંઝે થાય છે. તેને બીજે જ દિવસે उदयनचरित ભજવાય છે. એનો અધૂરો રહેલો ભાગ ત્રીજે દિવસે कौमुदीमहोत्सवની સાંઝે ભજવાય છે. તેની હકીકત ત્રીજા અંકમાં છે. વદિ પડવે પ્રિયદર્શના કારાગૃહમાં કાઢે છે. બીજાને દિવસે ચોથા અંકમાં કહ્યા પ્રમાણે તેનો ત્યાંથી છૂટકારો થાય છે, એટલું જ નહિ પણ ઓળખાણ પડતાં વાસવદત્તા તેને વત્સરાજ સાથે પરણાવે છે.

# પ્રસ્તાવના

સૂત્રધાર° પ્રવેશ કરે છે. સ્થળ સ્થાણ્વીશ્વરના રાજમહેલની નાટકશાળા

સૂત્રધારઃ

શાર્દૂલવિક્રીડિત

ધૂણીએ અકળાઈ, ભાળશશીની[1] શીળી પ્રભાએ[2] ઠરી,
મોહે મીટડી માંડી, નામી મુખડું બ્રહ્માતણી લાજથી,
દૂભાઈ પગના નખે નિરખતાં ગંગા જટામાં ધરી,
ફૂલે સ્પર્શસુખે વરી ગિરિશ,[3] તે રૂડું કરો પાર્વતી. * ૧

વળી

સ્રગ્ધરા

કંપે કૈલાસકેરા સુચકિત[4] ગણ સૌ ભ્રૂ[5] કસી ચિંતવંતાં,
નેત્રે જ્વાળા વમંતાં વિષધર[6], શરભૂ[7] માનો સોડે ગરંતાં,
ગૌરી બાઝી પડંતાં, દઈ દશશિરને[8] ચાંપી પાતાળ પાયે,
રીઝંતા રંભણે[9] જે, શુભ સઉનૂં કરો રુદ્ર ભોળા સદા એ. + ૨

---

૧ મહાદેવે કપાળમાં ધારણ કરેલો ચન્દ્ર. ૨ તેજ. ૩ કૈલાસમાં રહેતા શંકર. ૪ બહુ વિસ્મય પામેલા. ૫ ભમર. ૬ નાગ. ૭ સરકટના વનમાં જેમનો જન્મ થયો હતો તે કુમાર કાર્ત્તિકેય. ૮ રાવણ. ૯ આલિંગન.

* ભાવશાબલ્ય. અલંકાર પર્યાય અને પરિકરાંકુર. + ભાવશાબલ્ય, અલંકાર પરિકરાંકુર.

આજે ઇંદ્રોત્સવમાં(અ) મહારાજા શ્રીહર્ષદેવના દરબારમાં બિરાજતા દેશદેશના રાજાઓએ° મને આદરથી બોલાવી ને કહ્યું છે કે સ્વામી શ્રીહર્ષદેવે અપૂર્વ[1] વસ્તુરચનાથી શોભતી પ્રિયદર્શના(આ) કિંવા વિંધ્ય વનની કન્યકા એ નામની નાટિકા° કરી છે, તે અમે કર્ણોપકર્ણી સાંભળી છે પણ ભજવાયલી જોઈ નથી. એમની કૃતિ સર્વનાં મન હરણ કરે છે. માટે ખુદ મહારાજશ્રીના માનથી અને અમારા ઉપરના સદ્‌ભાવથી એ નાટિકા તમે અમને સંપૂર્ણપણે ભજવી બતાવશો. એમની ઇચ્છાને તાબે થઈ હું એ નાટિકાનો પ્રયોગ આરંભું.* પ્રેક્ષકોનાં[2] મન તો રંજિત થઈ ચૂકયાં જ સમજું છું. શાથી જે

શાર્દૂલવિક્રીડિત

છે શ્રીહર્ષનરેશ સત્કવિ; અમે નાટ્યે છિયે દક્ષ;ને
વાર્તા છે વર વત્સરાજની; વળી દ્દષ્ટા[3] ગુણગ્રાહી છે;°
વસ્તુ વાંચ્છિતસિદ્ધિ[4] સારૂં બસ છે આમાંનો અક્કેકો એ.
સૌનો એ શુભ યોગ ત્યાં મુજ મહાભાગ્યે મળ્યો આજ છે. + ૩

(પડદા સામું જોઈ) અહો, હું પ્રયોગની પ્રસ્તાવના કરૂં છું ને મારો ભાઇ તો કરેલા સંકેત પ્રમાણે અંગદેશના રાજા દ્દઢવર્માના કંચુકીના વેષમાં આવે છે! ઠીક ત્યારે, હું પણ જાઉં ને બીજા[5] પાત્રના વેષની તૈયારી કરૂં.

---

(અ) મૂળ वसन्तोत्सवे, કલ્પિત પાઠ इन्द्रोत्सवे. (આ) મૂળ प्रियदर्शिका, કલ્પિત પાઠ प्रियदर्शना.

૧ નવીન. ૨ જોનાર, તમાશગીર. ૩ જોનાર. ૪ ઇચ્છેલા અર્થની પ્રાપ્તિ; મનોરથ સિદ્ધ થવા તે. ૫ અર્થાત્ રાજા વત્સરાજના વેષની.
* અનુમાન અલંકાર. + અલંકાર સમુચ્ચય.

# વિષ્કંભક ૧

કંચુકી વિનયવસુ° પ્રવેશ કરે છે. વિંધ્યાટવીની[1] વાયવ્ય સીમા

કંચુકીઃ (શોકાતુર ચ્હેરે નીસાસો મૂકતો) અફસોસ!

આખ્યાનકી

ભાળ્યા ભૂંડા હાલ નરેશના ને
ગુમાવી મેં રાજકુમારી રાને;
સ્વભૂમિથી ભ્રષ્ટ[2] થયો હું; વાજે
આવ્યો અવાટે અથડાઈ આજે. ૧
હજી–હજી તોય ન અંત આવે
આયુષ્યના તંતુતણો કયમે જે,
તે કાળના કાળ વૃથા જીવ્યાનું
રહ્યું અકાઈ ફળ ચાખવાનું! * ૨

(ચકિતપણાથી) અહા રઘુ દિલીપ અને નળ જેવા રાજા દૃઢવર્માની ખુવારી થવી અને તે પણ કલિંગરાજને હાથે, તે હજુ પણ મારૂં મન કબૂલ કરતું નથી; જો કે તે ખુવારીમાં કશું એ બાકી રહ્યું નથી. એમની પ્રભુશક્તિ, મંત્રશક્તિ અને ઉત્સાહશક્તિને આજ સુધી કોઇએ શેહ સરખી આપી ન હતી[3], પણ આ તો એકાએક ઓચિંતો દુષ્ટ ચડી આવ્યો. એણે રાજકન્યાનું માગું કર્યું હતું તેનું

---

૧ વિંધ્યાચળની આસપાસનું વિશાળ જંગલ. ૨ છૂટો–વિખૂટો પડેલો.
૩ અંગદેશ વત્સરાજના સમયમાં સ્વતંત્ર ન હતો. તે મગધરાજે જીતી લીધો હતો. હર્ષની કલ્પના ઇતિહાસસંમત નથી.
* નિર્વેદ સંચારી. અલંકાર સમુચ્ચય ને કાવ્યલિંગ.

વેવીશાળ વત્સરાજ સાથે મેળવ્યું, એને લીધે એ મનમાં બળી રહ્યો હતો; એટલે કરી ને, વત્સરાજ કેદ પડ્યા હતા તે વ્હારે ચડી આવે એમ ન હતું એ છિદ્રનો એણે લાભ લીધો. દૈવ પણ આટલી બધી ક્રૂરતા કેમ રાખતું હશે? હું ત્યારે 'કોટિ ઉપાયે પણ રાજકુમારી વત્સરાજને પરણાવી સ્વામીને ઋણમુક્ત કરવા જ' એવા સંકલ્પથી એ અણચિંતી ચડાઇના પ્રલયકાળ જેવા દારુણ રમખાણમાંથી રાજ-કન્યાને લેઈ મહા મુશ્કેલીએ નીકળી આવ્યો અને મહારાજ સાથે મિત્રાચારી ધરાવતા (अ) વનભૂમિના રાજા વિંધ્યકેતુના દરબારમાં કુંવરીને રાખી થોડેક દૂર આવેલા અગસ્ત્યતીર્થમાં આજે સ્નાન કરવા ગયો. ત્યાં તો, રાક્ષસો આવી વસતીનું વેરાન કરી મૂકે, તેમ કોઇએ એકા-એક ચડી આવી વિંધ્યકેતુને યુદ્ધમાં મારી નાખી ગામને લાય લગાડી બેદાનમેદાન કરી મૂક્યું. આવી ને જોઉં છું, તો રાજકન્યા મળે નહિ. સઉ સ્થળે બારીક તપાસ કરી, પણ પત્તો ન લાગ્યો. ન જાણું, એનું શું થયું? એ તે આગમાં બળી ગઈ, કે જેની જીત થઈ તેના હાથમાં ગઈ? હું જ ઓછા ભાગ્યનો! મારા કર્મના દોષ એને પૂણ્યા! હવે હૂં શું કરૂ? (વિચાર કરતો) શું કૌશાંબી જાઉં? સાંભળ્યું છે કે બંધન ફેડીને રાજકન્યા વાસવદત્તાનું હરણ કરી વત્સરાજ રાજધાનીમાં પાછા આવી ચૂક્યા છે. (નીસાસો મૂકી) પણ રાજકન્યા પ્રિયદર્શના વિના શું મ્હો લેઈ ને હૂં ત્યાં જાઉં? ને જઈને કહૂં પણ શું? હવે તો સ્વામીની હઝૂરમાં જ જાઉં. મિત્ર વિંધ્યકેતુ(आ) કહેતા હતા કે 'કંચુકીજી! શોચ માં કરો ને લરબડી ન જાઓ. આપણા મહારાજા દઢવર્મા જીવે છે, પણ તે કારાગૃહમાં છે; ને એમનું શરીર ઘાથી વીંધાઈ ચાળણી જેવું થઈ ગયું છે.'[૧] ભલે બાકીનું આયુષ એમના ચરણની સેવામાં ગાળી કૃતાર્થ તો થઈશ. જ્યાં સ્વામી, ત્યાં

---

(अ) મૂળમાં एव વધારે છે. (आ) મૂળમાં चाद्य વધારે છે.

૧ છેલ્લા અંકમાં દઢવર્માનો આભારનો સંદેશો લેઈ આવનાર વિનયવસુ

સેવક*. (ચાલતાં ચાલતાં ઊંચું જોઈ) તોબા! આ શરદ ઋતુનો વાદળિયો તડકો કંઇ કડે છે, કંઇ કડે છે! અનેક તાપથી તવાઈ રીઢા બનેલા શરીરને પણ તે વસમો લાગે છે. ખરે જ

ગાથા

ઘનબંધનથી[1] છૂટી કન્યા[2] ગ્રહી ને તુલા[3] અવલ[4] લહી ને
એવ વત્સરાજ વત નિજ ધામે[5] પૂરો તપે તપને[6].+ ૩

(જાય છે)

---

છે. એ અધિકાર બજાવવાની અહીં કવિ જોગવાઈ કરી રાખે છે.

૧ (અ) વાદળાંનો ઘેરાવો; (આ) સખત કેદ. ૨ (અ) કન્યારાશિ; (આ) પ્રદ્યોત મહાસેનની કુંવરી વાસવદત્તા. ૩ (અ) તુલા રાશિ; (આ) સરસાઇ. ૪ (અ) પહેલાં; (આ) ઉત્તમ. ૫ (અ) તેજ; (આ) ઘર. ૬. સૂર્ય. ઉત્તર હિંદુસ્તાનની ભર શરદ ઋતુના કરડા વાદળિયા તાપનું અહીં વર્ણન થાય છે. 'ચોમાસાનાં જાડાં વાદળાં જતાં રહ્યાં છે; કન્યા રાશિ પ્રથમ ભોગવી કરી હાલ તુલા રાશિમાં આવેલો સૂર્ય પોતાનો તાપ પૂરેપૂરો દાખવે છે.' 'વિષ્કંભક અને અંકનો સંબંધ જોડી દેવા કવિ શરદના સૂર્યને વત્સરાજની ઉપમા આપે છે. તે પ્રદ્યોત મહાસેનના સખત બંધનમાંથી નાસી છૂટી તેની કન્યા વાસવદત્તાનું હરણ કરી અવલ સરસાઇ મેળવી કૌશાંબીમાં પોતાને અવાસે આવ્યો છે; ને તેનો પ્રતાપ પૂરેપૂરો તપી રહ્યો છે. આ ઉપમા દ્વારા પૂર્વ વૃત્તાંત સંક્ષેપમાં કહી જઈ કવિએ સમાસ નામે પ્રૌઢિમાં પોતાની કુશળતા બતાવી છે.

* ગદ્ય ભાગમાં ભાવશાબલ્ય છે. + શ્લેષપોષિત ઉપમા અલંકાર.

# અંક ૧

રાજા વત્સરાજ વિદૂષક વસંતક સાથે પ્રવેશ કરે છે. સ્થળ કૌશાંબીનો રાજમહેલ[1]

રાજા: અહા, એ કેદની વાત તો ન્યારી જ! એના શા શા લાભ ગણાવું?

શાર્દૂલવિક્રીડિત

ભાળી ભક્તની ભક્તિ; ઉજ્જ્વળ કરી મંત્રીતણી નીતિ એ;
નાણી મિત્રની મિત્રતા; પ્રકૃતિની[2] જાણી પૂરી પ્રીતિ એ;
માણી સાહસવૃત્તિ[3]; રત્ન શી વરી આણી વળી રાણી એ;
બેડી કે કહું પુણ્યનાં સુફળની વાડી જ વેડાણી એ?[4] * ૧

વિદૂષક: (મ્હો બગાડી) મિત્ર! તમે એ ભૂંડી કેદને તે શું વખાણતા હશો? એનું નામ જ બાળો. એ નીદતાં શું નીદી, પણ કેવા કષ્ટે? નવા પકડાયલા હાથીની પેઠે ખણુંગ ખણુંગ થતી સાંકળો સાથે તમે પગ પછાડતા, આવેશે નેત્ર ઊંચા ચઢાવી પ્રચંડ કર[5] ભોંય સાથે અફાળતા, સોસ અને શૂન્યતાથી દીસી આવતા ભીતર

૧ શ્લોક ૭ જોતાં સ્થળની સમીપમાં સરોવર છે, વૃક્ષની કુંજઘટા છે, અને ચોકમાં હાથી ઝૂલે છે. ૨ રૈયત. ૩ જીવસટ્ટાનાં પરાક્રમની ખાંત. ૪ ભક્ત–રુમણ્વાન અને સેના, મંત્રી–યૌગંધરાયણ, મિત્ર–વસંતક, પ્રકૃતિ–યૌગંધરાયણ સાથે રાજાને છોડાવવા ઉજ્જયિની આવેલી પ્રજા, સાહસ–શત્રુના પંઝામાંથી છટકી જવું, રાણી–વાસવદત્તા. ૫ (અ) હાથ; (આ) સૂંડ. * રૂપકપોષિત ઉત્પ્રેક્ષા અલંકાર.

સંતાપે ચણચણ્યા કરતા, અને અણમીંચી આંખે જ રાત પણ ગાળતા. +

રાજા : વસંતક!§ આ તો તારી ભૂંડાશ જ કહેવાય.

શાર્દૂલવિક્રીડિત

પેખે[1] કોટડી કાળી. ગૌર મુખડું વ્હાલીતણું ના જુએ;
બેડીનો કટુ શબ્દ કેવળ સુણે, મીઠી ન બોલી લહે;
ભૂંડા રક્ષક ચિંતવે જ, પણ ના રૂડા કટાક્ષો સ્મરે;
દાખે બંધનના તૂં દોષ, ગુણ તો તેના ન આણે ઉરે. * ૨

વિદૂષકઃ (નાક ફૂલાવીને) કેદનો કેર તે સુખની લ્હેર હોય,તો, થયું, દઢવર્માને કેદ કર્યા બાબત કલિંગરાજ ઉપર કોપ કરવો શા માટે?

રાજાઃ (હાસ્ય સાથે) મૂરખ! ન હોય બધા એ વત્સરાજ. જે બંધન ફેડી ને નીકળી જાય ને વાસવદત્તાને લેઈ ચાલતા થાય.× એ વાત તો ઠીક; પણ વિજયસેન કેમ ન આવ્યા? વિંધ્યકેતુ ઉપર વિજય કરવાને મોકલેલી સવારીને બહુ દિવસ થયા;[2] છતાં એમના તરફના કંઇ સમાચાર પણ છે નહિ. અમાત્ય રૂમણ્વાનને બોલાવીને પૂછિયે. કોઇને કહે કે એમને તેડી લાવે.

પ્રતીહારી યશોધરા પ્રવેશ કરે છે

પ્રતીહારીઃ મહારાજનો જય થાઓ! સેનાપતિ વિજયસેન અને અમાત્ય રૂમણ્વાન (અ) દેવડીએ ઊભા છે.

---

(અ) મૂળ रुमण्णो वि, કલ્પિત પાઠ रुमण्णो अ.

૧ અહીં પાછલી વાતચીતનું અનુસંધાન સમજવાનું છે. ૨ બહુ દિવસ–ત્રણ જતાં, એક વિગ્રહમાં અને ત્રણ વળી આવતાં મળી સાતેક દિવસ થયા હોવા જોઇએ.

+ અલંકાર ઉપમા. § અલંકાર કાવ્યલિંગ.

*અલંકાર અર્થાંતરન્યાસ. × લક્ષણામૂલક ધ્વનિ.

રાજા: સત્વર[1] આવવા દે એમને.

પ્રતીહારી: જેવી મહારાજની આજ્ઞા. (જાય છે)

આગળ રુમણ્વાન અને પાછળ વિજયસેન પ્રવેશ કરે છે.[2]

રુમણ્વાન: (સોસમાં પડી ગયો હોય તેમ)

ગાથા

પલક પર જ આજ્ઞા લઈ ગયેલ પણ રાજસેવકો નિત્યે
રાજદ્વારે વિચરે[3] વણવાંકે શંકિત જ ચિત્તે.[4] * ૩

(પાસે આવી પ્હોચી) મહારાજનો જય!

રાજા: (આંગળીથી આસન બતાવી) આવો રુમણ્વાન, બેસો.

રુમણ્વાન: (હસતે મ્હોએ) વિંધ્યકેતુ ઉપર વિજય મેળવી સેનાપતિ વિજયસેન આ ચાલ્યા આવ્યા છે, તેમના પ્રણામ સ્વીકારિયે.

વિજયસેન આવી પગે પડે છે. રાજા તેને ભાવથી ભેટે છે.

રાજા: કેમ, તમે કુશળ છો?

વિજયસેન: મહારાજની મ્હેરથી કુશળ છૂં.

રાજા: બેસો, વિજયસેન, બેસો.

(વિજયસેન બેસે છે)

રાજા: કહો, વિંધ્યકેતુના શા સમાચાર છે?

વિજયસેન: દેવ કે દૈવ કોપે ને જેવા હોય તેવા+ બીજા શા હોઈ શકે?

---

૧ જલદી. ૨ વત્સરાજ વાસવદત્તાને લેઈ ભદ્રવતી હાથણીની મદદથી ભાગી જાય છે, ત્યારે યૌગંધરાયણ તેની પૂંઠ પકડનારને રોકતાં કેદ પકડાય છે. એ કારણથી આ નાટકમાં તે દેખા દેતો નથી. ૩ જાય છે. ૪ કેટલાક દિવસ ઉપર વત્સરાજે વિંધ્યકેતુ ઉપર સવારીનો હુકમ કરેલો, તે સવારીના સમાચાર આટલે દિવસે કહેવા જતાં રુમણ્વાનની છાતી ધડકે છે.

* અલંકાર અપ્રસ્તુતપ્રશંસા. + પ્રતીયમાન ઉપમા.

રાજા: હું વિસ્તારથી હકીકત સાંભળવા ઇચ્છું છું.

વિજયસેન: જી. સાંભળિયે. * મહારાજશ્રીનો હુકમ થયો તેવાજ અમે નીમેલા હાથી ઘોડા અને પાયદલ સાથે ઊપડ્યા અને લાંબી વાટ ત્રણ જ દિવસમાં વટાવી પ્હો ફાટતામાં જઈ વિંધ્યકેતુ ઉપર છાપો માર્યો.

રાજા: પછી?

વિજયસેન: આપણા સુભટોએ તુમુલ[1] નાદથી વન ગજાવી મૂક્યું. તે સાંભળી વિંધ્યાચળની ગુફાનો એ સૂતો સિંહ જાગી ઊઠ્યો અને સફાળો ક્રોધમાં ધાયો. એ લશ્કર એકઠું કરવા એ ન રહ્યો ને વાહને ચડવા એ ન રહ્યો. એટલામાં અહીંથી તહીંથી મુઠ્ઠીભર વનચરો દોડી આવ્યા; તેમના સાથે એના રણહાકના પડઘાથી કાનના પડદા ચીરી નાંખતો એ અમારા સામો ધસ્યો.

રાજા: (રુમણ્વાન સામું જોઈ મ્હો મલકાવતો) ભલી કરી, વિંધ્યકેસરી, ભલી કરી.

વિજયસેન: 'આવ્યો, આવ્યો વનરાજ!' એવી હાકલ વાગી, કે આપણા લશ્કરમાં ઓર જ જુસ્સો ઊભરાયો. લડવાને અધીરા સુભટો વનચરો ઉપર તૂટી પડ્યા. તેમણે જબરો જંગ મચાવ્યો ને એકેએક વનચરને કાપી નાંખ્યો. પછી તેઓ વિંધ્યકેતુ ઉપર જોર કરવા લાગ્યા. હવે એની આંખ ફાટી. એકલો એકલો એ તે રાક્ષસી બળથી આપણા સૈન્યમાં કેર વર્તાવવા લાગ્યો.

રાજા: ધન્ય છે વિંધ્યકેતુને અને ધન્ય છે એનાં માતપિતાને!

વિજયસેન: વર્ણવી ને શું કહું? મારી શક્તિ નથી. ટૂંકામાં

સ્રગ્ધરા

પાળે પાયે જ ઝૂઝી નિજ ભુજજુગમાં પાયકો પીલી મારી,

---

૧ સામટી ગર્જનાથી.

* વીર રસમાં પરિણામ પામતો ઉત્સાહ સ્થાયી ભાવ.

ફેલાવી ભીતિ ભારી હય હરિણ પડે તીરવર્ષે ભગાડી,
શસ્ત્રો સર્વે ય સાથે ચહુદિશ ચલવી, ખડ્ગની ઉગ્ર ધારે
હસ્તીની શુંડ છેદી કટકટ જયમ કો કેળ કાપે કુઠારે.[1] ૪

વસંતતિલકા

હંફાવતો દળ અનગૉળ[2] એક પોતે
ઘા શસ્ત્રના શત ઉરે નિજ ઝીલતો તે (अ)
જાજ્વલ્યમાન સમશેરથી શૌર્યસેતુ[3]
યુદ્ધે પડ્યો થકિત છેવટ વિંધ્યકેતુ. ૫

રાજા: અહો, એણે વીરપુરુષનો માર્ગ લીધો! રુમણ્વાન, એ શૂરવીરના મરણથી મને બહુ ખેદ (आ) થાય છે.

રુમણ્વાનઃ દેવ! પ્રતિપક્ષીના[4] ગુણની પણ કદર કરે અને રીઝે તે તો આપ જેવા, જેમને ગુણની લગની છે! *

રાજા: વારૂ એને કંઇ સંતાન છે, વિજયસેન? હોય તો એના ઉપર અનુગ્રહ કરાય ને મારી રીઝ પણ સફળ થાય.

વિજયસેનઃ દેવ! એ પણ આપને હૂં કહૂં. વિંધ્યકેતુ અને તેના સંબંધીઓ રણમાં પડ્યા, તેમની વાંસે તેમની સ્ત્રીઓ બળી મુઈ, અને વસતી ચડી ગઈ વિંધ્યાચળનાં શિખરે. ઉજ્જડખંખ તળેટીમાં એક કન્યકાનો જ અવાજ સંભળાતો હતો. તે વિકળ[5] સ્વરે 'અરે દૈવ, આ શો ગજબ?' એમ વિલાપ કરતી હતી. તપાસ કરતાં વિંધ્યકેતુના વાસમાં એક સુરૂપવાન (इ) કુમારિકા દીઠી. તેની ભવ્ય

(अ) મૂળ झझरितोरु, કલ્પિત પાઠ जर्जरितोरु. (आ) મૂળ व्रीडित, કલ્પિત પાઠ पीडिता. (इ) મૂળ अभिजात्यानुरूपा, કલ્પિત પાઠ अभिजातरूपा.

૧ કુહાડો. ૨ ચારે તરફથી તૂટી પડતૂં. ૩ પરાક્રમની પાળરૂપ. ૪ સામાવાળિયો. ૫ વ્યાકુળ.

*અલંકાર કાવ્યલિંગ.

કાંતિ જોઈ વિંધ્યકેતુની કુંવરી જાણી અમે એને અમારી સાથે આણી છે. તે દેવડીએ° હાજર છે. એને માટે હવે મહારાજ મરજી સર હુકમ ફરમાવિયે.

રાજા: યશોધરા! જા, તું એને વાસવદત્તાને સોંપ. દેવીને,[૧] જો, કહેજે કે એને તે (અ) પોતાની બહેન જ સમજે, રાજકુળને યોગ્ય ગીત નૃત્ત વાદ્ય વગેરે સર્વે શીખવે અને પરણવા જોગ થાય ત્યારે મને યાદ દેવરાવે. *

પ્રતીહારી: હુકમ, મહારાજ. (જાય છે)

(પડદા પાછળ) વૈતાલિક: મહારાજનો જય!

શાર્દૂલવિક્રીડિત

રૂડા સ્નાનવિહાર મંગળતણા સાહિત્યની સોઇમાં
દાસી જે રણવાસની મચી પડે સેવાની સર્સાઇમાં,
મોડંતાં તન તે સ્તનાંશુક[૨] સરી ખુલ્લા ઉરોજો[૩] થવે
સ્નાનસ્થાન ઝળાંઝળાં ઝળહળે સૌવર્ણ[૪] કુંભે નવે. + ૬

રાજા: (ઊંચૂં જોઈ) અહો! બપોર થયા.

સ્રગ્ધરા

તડ્પે ને તર્ફડે છે ઝષ[૫], સર કઢતૂં જેથી જાણે જણાયે.
નૃત્ત ઢીલાં ય પીછાં નમવીં નિજ શિરે મોરલો છત્ર છાયે.
પીવા પાણી થડાનૂં[૬] તરસ્યૂં હરણિયૂં કુંજ માંહે ભરાયે.
ઊડી ગંડસ્થળેથી[૭] અલિ[૮] મદગજના કર્ણપાશે[૯] પૂરાયે.§ ૭

---

(અ) મૂળ त्वयैव, કલ્પિત પાઠ त्वयैषा.

૧ રાણી. ૨ કાપડૂં. ૩ છાતી. ૪ સોનાના ઘડા. ૫ માછલાં.
૬ ઝાડના થડની આસપાસ ચણતરનો કયારો. ૭ લમણા. ૮ ભમરા.
૯ કાનની બખોલ.

* શ્લેષનો ધ્વનિ. પતાકાસ્થાનક. + ઉત્પ્રેક્ષા અલંકાર. વસ્તુધ્વનિ. સ્નાનભોજનના સમયનો ધ્વનિ. § અલંકાર સ્વભાવોક્તિ.

રુમણ્વાન ! ઊઠો ત્યારે. હવે અંદર જઈશું. સ્નાનભોજનથી પરવારી વિજયસેનને સરપાવ આપીશું. યાદ છે કની ? આપણે એમને કલિંગરાજને શાસન કરવા મોકલવાના છે.

(સર્વે જાય છે[૧])

---

૧ પહેલા અને બીજા અંકના બનાવની વચ્ચે લગભગ બાર મહિના નીકળી જાય છે.

# અંક ૨

વિદૂષક પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર

**વિદૂષકઃ** ધારાગૃહ[૧] વાડીમાં જવું છે. ઇંડીવિડી[૨] કહી ગઈ છે, કે બાસાહેબ વાસવદત્તાએ વરત કર્યું છે તેને અંગે એઓ સવસ્તી-વાયણ આપવા બોલાવે છે.° ઊંહૂંહૂં, સરોવરમાં ડૂબકું મારવૂ પડશે અને રાણીસાહેબની આગળ [૩]छन्नु मन्त्रो° પણ ભણવા પડશે. અમારા જેવા બ્રાહ્મણ રાજદરબારમાં દાનદક્ષણા અમથા શાના લે?* (પડદા તરફ જોઈ) અહો, મિત્ર પધારે છે! દેવીના વિનોદ અરથે ધારાગૃહ વાડીએ જતા હશે એ. હૂં પણ એમના ભેળો જાઉં ને મારો વેષ ભજવૂં.

(એવે રાણીને મળવા અધીરો રાજા પ્રવેશ કરે છે)

**રાજાઃ**

શાર્દૂલવિક્રીડિત

આછાં મંગળ મંડનો[૪] જ સજિયાં; અંગો થયાં ક્ષીણ છે;
વાણી મંદ બની; મુખે દિનશશી[૫] જેવૂં પડ્યૂં મ્લાન[૬] છે;

---

૧ પૂતળીના ફૂવારાવાળા મહેલને ધારાગૃહ કહે છે તે ઉપરથી વાડીમાં અનેક પૂતળીવાળા ફૂવારા હોવાથી તેને ધારાગૃહ નામ આપ્યૂં છે. ૨ ઇંદીવરિકા. ૩ शं नो मित्रः એ પ્રતીકનો આશીર્વાદમંત્ર. ૪ ઘરેણાં. ૫ દહાડે દેખાતો ચંદ્રમા. ૬ ઝાંખું. * હાસ્ય રસ.

ચિત્તે ધ્યાનનિમગ્ન છે; પ્રથમની પ્રીતે હતા હાલ, તે
વ્હાલીના વ્રતથી થયા, નિરખવા તે હોંસ હૈયે વસે.* ૧

વિદૂષકઃ (પાસે જઈ) અખંડ કલ્યાણ, મહારાજ. તમારા સર્વ મનોરથ સિદ્ધ થાઓ!

રાજાઃ (મ્હો સામૂં જોઈ) કેમ ભાઇ વસંતક, આજે તૂં કંઇ હરખાતો જણાય છે!

વિદૂષકઃ કેમ ના હરખાઉં? મારી આજે પૂજા થનાર છે પૂજા!

રાજાઃ ખરૂં, પૂજા થનાર છે. પણ તેમાં આટલૂં બધૂં હરખાવાનૂં શૂં છે?

વિદૂષકઃ અરે ચાર વેદના પાંચ વેદના અને છ (અ) એ વેદના જાણનાર બ્રાહ્મણો દરબારમાં અંટેવાળિયે આવે છે, તેમને મૂકી રાણીસાહેબ સવસ્તીવાયણ પહેલૂં આ મહાબ્રાહ્મણને આપનાર છે! + સમજ્યા?

રાજાઃ વાહ! તારૂં બ્રાહ્મણપણૂં તો વેદની સંખ્યાથી તેં અચ્છૂં પ્રકાશ્યૂં? ચાલ, ત્યારે, મહાબ્રાહ્મણ, ધારાગૃહ ઉદ્યાને જઇયે.

વિદૂષકઃ તયાર.

રાજાઃ થા આગળ.

વિદૂષકઃ પધારિયે, મહારાજ. (કેટલાંક ડગલાં જઈ ચારે તરફ જોતો) અહો, આ ધારાગૃહ વાડી શી શોભે છે! જુઓ જુઓ મહારાજ, અહીં ગરગર ગર્યા કરતાં તરેહતરેહનાં ફૂલોની પથારીથી

(અ) મૂળ छट्ठवेद, કલ્પિત પાઠ छव्वेद.

* અલંકાર ઉપમા. + ગર્વ સંચારી.

ફરસબંદી રૂના ગાદલા જેવી નરમ બની છે! પણે સુવાસની લપટથી ચોટી રહેલા ભમરાઓના ભારથી(अ) ચમેલીની° ડૂંખો ભોંય તૂટી પડી છે! આ તરફ કમળનો પરાગ લેઈ વાતા વાયુની લહેરે બીલેલાં બપોરિયાં ખરખર ખરી રહ્યાં છે!(आ) ઓ તરફ વળી, સૂર્યનાં કિરણો જેમાં ગૂંચાઈ જાય છે, એવાં તમાલનાં ઝાડનૂં ઝુંડ લાગ્યૂં છે! *

રાજા: મિત્ર! તૂં વાડીનાં વખાણ કરે છે, તે બરાબર છે. આ જો.

સ્રગ્ધરા

શારીની[1] દાંડલીથી અવનિ[2] જયમ જડી વિદ્રુમોએ[3] જણાયે;
આમોદે[4] સાદડોના ભ્રમ ગજમદનો ઊપજે ચિત્ત માંહે;
ને પી પી પદ્મપાત્રે[5] મસ મધુ[6] મધુપો[7] મત્ત અવ્યક્ત[8] ગાયે,
રોળાઈ અંગ જેનાં સરસિજરજમાં[9] આ અનેરાં સુહાયે. + ૨

---

(अ) મૂળમાં बकुल વધારે છે.(आ) મૂળ पडिविबुद्ध, કલ્પિત પાઠ पडिविबद्ध.

૧ લાલ દાંડીનાં ફૂલ, જેને પારિજાત પણ કહે છે. સં. शेफालिका, प्रा. शेहालिआ, અપ. सेहारी, ગૂજ. શારી. હિંદી हारसिंहारमां हार ઊમેરાયલો છે; સરખાવો જૂ. ગૂજ. बोलसरी. હિંદી हारसिंहारनो કલ્પિત સુધારો हारसिंगारु; તેનો સુધારો हरशृंगार. ગૂજરાતી હારશિંગો અને બંગાળી सिंगहार કલ્પિત हारशृंगार સાથે સંબંધ ધરાવે છે પારિજાત નામ આધુનિક જણાય છે. એ નામ બાબત જુઓ W. Dymock's Pharmacographia Indica, p. 376. ૨ ભોંય, ધોળી આરસની ફરસબંદી. ૩ પરવાળાં. ૪ ખુશબો. ૫ કમળનો પ્યાલા જેવો કોષ. ૬ ફૂલમાંનો રસ. ૭ ભમરા. ૮ અસ્પષ્ટ. ૯ કમળના ફૂલમાંની ભૂકી.

* સ્વભાવોક્તિપોષિત ઉદાત્ત અલંકાર. + પહેલા ચરણમાં ઉત્પ્રેક્ષા અને બીજામાં ભ્રાંતિમાન અલંકાર છે. ત્રીજા ને ચોથા ચરણમાં શ્લેષને લીધે ભ્રમરના પ્રસ્તાવથી મદ્યપનો પ્રસ્તાવ સ્ફુરી ઉપમાનો ધ્વનિ પ્રગટે છે.

વિદૂષકઃ અરે મિત્ર! આમ તો જુઓ. સાદડના ઝાડ પરથી ફૂલ ગરે છે, તે જાણે પાંદડાંનાં ઝૂમખાંમાં ઝલાઈ રહેલાં વરસાદનાં ફોરાં જ ટપકતાં હોય, તેવાં દેખાય છે! *

રાજાઃ મિત્ર! તું ઠીક કહે છે. એ ઉપરાંત બીજું પણ મળતાપણું શરદનો વર્ષાકાળ સાથે છે. આ જોયું?

શાર્દૂલવિક્રીડિત

પાનાંએ અતિ નીલુડે સટક આ સારી મડી લીધ છે
તે તો જાણું શિરીષના[1] જ થરથી ભારે સુંવાળી દીસે;
તેમાં જેહ બપોરિયાં અવ ખરી ચોમેર વેરાય છે,
તે તો સુંદર ઇંદ્રગોપ[2] અરુણા વર્ષાતણા છાય છે.[3]+ ૩

(એવામાં આગળ દાસી ઇંદીવરિકા અને પાછળ આરણ્યકા પ્રવેશ કરે છે)[4]

ઇંદીવરિકાઃ બાસાહેબ વાસવદત્તાએ આજ્ઞા કરી છે કે 'અલી ઇંદીવરિકા! ધારાગૃહની વાડીએ જઈ તું શારીનો હાર ઝટ ગૂંથી લાવ(अ); અને આરણ્યકા(आ) વાડીના પદ્મસરે જઈ સૂરજ આથમ્યાથી બીડાઈ

---

(अ) મૂળ आअच्छेत्ति, કલ્પિત પાઠ आअच्छ. (आ)મૂળ एसा वि, કલ્પિત પાઠ एसा अ.

૧ કાળા સરેસ કિંવા કાળિયા સરસનાં ફૂલ. ૨ કાળી ભોંયમાં લાલ-ચટક છાંટવાળું ચોમાસાનું જીવડું. ૩ તૃણને શિરીષ સાથે સરખાવેલ છે. લીલાં ચોગાનમાં લીલમની ફરસબંદીની સંભાવના છે. પાણીના છંટકાવમાં વૃષ્ટિનો ઉપચાર છે. બપોરિયાં અને ઇંદ્રગોપની સરખામણી છે. શ્લોક ૩ મૂળ બહુ ભ્રષ્ટ છે. सद्यः, संप्रति અને अत्रैव પુનરુક્તિ ઉપજાવે છે. ઉપચાર પૂર્વાર્ધમાં બરાબર સમજાતો નથી. ૪ ઉભયનો પ્રવેશ અસૂચિત છે, તે ધ્યાનમાં લેવું. માત્ર શારી અને કમળનું વર્ણન અતિ સૂક્ષ્મ સૂચન કરે છે કહિયે તો કહેવાય.

* ઉત્પ્રેક્ષા અલંકાર. + ઉત્પ્રેક્ષા અલંકાર.

જાય તે પહેલાં (अ) ખીલેલાં કમળો વ્હેલી વ્હેલી ચૂંટી લાવે, મારે અગસ્ત્ય ભગવાનને અર્ઘ આપવાનો છે.' તેથી હૂં વાડીએ જાઉં. જોડે આરણ્યકાને પણ લેતી જાઉં. આ મારગે, આરણ્યકા![1] એણે બિચારીએ પદ્મસર દીઠું નથી.

આરણ્યકાઃ (ખેદથી નિઃશ્વાસ મૂકી સ્વગત) અફસોસ હૂં કોણ, મારાં માબાપ કોણ? બીજાને જે હુકમ કરનારી (आ) તેને આજ બીજાના હુકમ ઉઠાવવા પડે છે? દૈવના દિલમાં એનો ખટકો પણ છે? અથવા દૈવને શૂં? દોષ મારો જ, કે કહ્યા(इ) છતાં પણ તે વખતે બળી ન મુઈ! હવે સોસ કરવો શા કામનો? (ई) જો હૂં કોણ છૂં તે અચ્છકલાપથી કહૂં છૂં, તો મારૂં ઉજ્જ્વળ કુળ વગોવાય છે. માટે એ જ એ તો, બીજો ઉપાય નથી, મ્હો બીડી લૂંડાપણું કરવૂં.*

ઇંદીવરિકાઃ આવ, બહેન, પૂંઠે પૂંઠે ચાલી આવ.

આરણ્યકાઃ આવી. (થાકથી લથડતા પગે) બહેન, હજૂ સરોવર કેટલેક છેટે છે વારૂ? +

ઇંદીવરિકાઃ આ રહ્યું એ શારીની ઘટામાં, છેટે કેવૂં? ચાલ અંદર ઊતરિયે. (બંને અંદર ઊતરે છે)

રાજાઃ કેમ મિત્ર! તૂ એવડા શા ઊંડા સોસમાં પડ્યો છે, કે સાંભળતો એ નથી? કહૂં છૂં, શરદને વર્ષાકાળ સાથે બીજૂં પણ

---

(अ) મૂળમાં जाव પછી एव्व વધારે છે. (आ) મૂળમાં अण्णाविअ પછી ठिदाए વધારે છે. (इ) મૂળે जाणन्तीए, કલ્પિત પાઠ आणत्तीए. (ई) મૂળમાં दुक्खरं दाणिं मए चिन्तिदं । એટલૂં વધારે છે.

૧ આ ગર્ભવાક્ય એમ જણાવે છે, કે આરણ્યકા આડે રસ્તે ચડી જતી હતી.

* નિર્વેદ સંચારી. + વિષાદ સંચારી.

મળતાપણું છે. આ જોયું? ('પાનાંએ અતિ નીલુડે'–વગેરે શ્લોક ફરીને કહે છે)

વિદૂષકઃ (ફરફડી ઊઠી) તમારે તો ઠીક છે, મઝા છે; એટલે 'આ જોયું? પેલું જોયું?' કરો છો. પણ આ બ્રાહ્મણના મનને તો પૂછવું જોઇયે છે. ક્યારે સરોવર આવે ને હું ડૂબકૂ મારીને દેવીની હજુરમાં જાઉં, એની મને ચટપટી થાય છે. જાણો છો? સવસ્તી-વાયણની વેળા સાચવવી છે. *

રાજાઃ અરે, પણ આપણે પદ્મસરે આવી જ પ્હોચ્યા છિયે. કેમ વારૂ? અનેક ઇંદ્રિયોને જે સુખ ઊપજે છે, તેની પણ તને મૂર્ખાને ગમ નથી? +

સ્રગ્ધરા

વ્હાલીના નેપુરોના રવ[1] સમ સુર આ હંસનો કાન તર્પે.
ઝાડી માંહીથી ઝાંખી જલગૃહતણી[2] આ નેનને પ્રીતિ અર્પે.
લેપી લૈ નાસિકાને સરસિજરજ[3] આ સ્નિગ્ધ[4] આમોદ ઝર્પે.
તે ભીના વાયુકેરી શિશિર[5] લહરિ આ શાંતિ અંગે સમર્પે. §૪

જરાક આગળ ચાલ. (કંઇક આગળ વધી) જો, ભાઇ, આ તારૂં પદ્મસર.

ગાથા

ઝળકે તરંગ જેના કમળતણી કાંતિએ હૃદય હરતા,
જાણે વનદેવીના કટાક્ષ એ હોય તરવરતા. × ૫

---

૧ રણકો. ૨ સરોવર ઉપરનું ક્રીડાગૃહ. ૩ કમળનો પરાગ. ૪ ચીકણો. ૫ ઠંડી.

* આવેગ સંચારી. + અનુમાન અલંકાર. § ઉપમાપોષિત સ્વભાવોક્તિ અલંકાર. × ઉત્પ્રેક્ષા અલંકાર

વિદૂષક: (કૌતુકથી) જુઓ, જુઓ, આ તે ફૂલના સુવાસે મ્હેકતી વેણી હશે કે ભમરાની હાર, પ્રવાળ જેવી રાતી હાથેળીઓ હશે કે કૂંપળીઓ અને કમળના નાળ સરખી સુકુમાર બાંવડીઓ હશે કે વેલીઓ? કહો, આ તે કોણ, જનલક્ષ્મી[1] કે વનલક્ષ્મી? *

રાજા: (ધારી ને જોઈ) મિત્ર! મને પણ ખરે સમજણ પડતી નથી. + કાંતિ અલૌકિક છે, તેથી અનેક તર્ક વિતર્ક થાય છે.

શાર્દૂલવિક્રીડિત

પૃથ્વીલોક વિલોકવા શૂં નીકળી એ નાગકન્યા હશે?
પાતાળે પણ રૂપ આવૂં નથી; જૈ આવ્યો જ છૂં એ દિશે.[2]
શૂં તો ચંદ્રની એ હશે? અવનિમાં દા'ડે ન તે તો દિસે.
કૂહેવી કો? કર પદ્મ છે. ચિંતવતાં પદ્મા[3] જ ચિત્તે વસે. § ૬

વિદૂષક: (ઇંદીવરિકા ઉપર નજર પડતાં) માર્યા તો! જોડે બાસાહેબની દાસી ઇંડીવિડી છે. આવો, આવો, ભરાઇયે આ ઝાડવાંને ઓથે. (બંને ઝાડવાંને ઓથે લપાઇ ને બેસે છે)

ઇંદીવરિકા: (કમળનૂં એક પાંદડૂં ચૂંટતી) આરણ્યકા! તૂં અહીંથી કમળ વીણી લાવજે. હૂં આ કમળના પાંદડામાં શારીનાં ફૂલ લેઈ બાસાહેબ પાસે જાઉં છૂં.

રાજા: મિત્ર! એ કંઈ કહે છે. આપણે ધ્યાનથી સાંભળિયે. એમની વાતચીતમાંથી જ કદાચ આપણા સંશયનો ખુલાસો થઈ જશે.

(ઇંદીવરિકા જવા માંડે છે)

---

૧ મનુષ્યોમાં લક્ષ્મી જેવી રૂપાળી સ્ત્રી. ૨ દિશામાં. વત્સરાજ પાતાળમાં જઈ આવ્યા બાબત જુઓ बृ.क.म.। ૨।૧૫૪ ૬૦। क.स.सा.માં પાતાલગમન નિર્દિષ્ટ નથી. જુઓ આગળ અંક ૩માં શ્લોક ૬ પહેલાંની ઉક્તિ. ૩ લક્ષ્મી.

* સંદેહ અલંકાર. + તર્ક સંચારી. § સંદેહ અને હેતૂત્પ્રેક્ષા અલંકાર.

**આરણ્યકાઃ** બ્હેન ઇંદીવરિકા! તારા વિના મારાથી રહેવાશે નહિ.

**ઇંદીવરિકાઃ** (હસતી) બાસાહેબ આજે કહેતાં હતાં તે પ્રમાણે તો હવે હમેશને માટે તારે મારા વિના રહેવું પડશે. મેં કાનોકાન એમના બોલ સાંભળ્યા છે.

**આરણ્યકાઃ** (ફિકરમાં પડી જઈ) શું કહેતાં હતાં એ?

**ઇંદીવરિકાઃ** એ કે "હૂં હવે મહારાજને કહૂં કે આરણ્યકાના પાણિગ્રહણની ચીવટમાં રહે.[1] એમણે મને પ્રથમ કહાવ્યૂં હતું કે 'જ્યારે વિંધ્યકેતુની કુંવરી પરણવા જોગ થાય ત્યારે મને યાદ દેવરાવજો'."

**રાજાઃ** (હર્ષ સાથે સ્વગત) અહાહા, આ તો પેલી વિંધ્યકેતુની કુંવરી! (ખેદ સાથે) આટલો બધો વખત સૌ ઊંઘમાં જ ગયૂં! મીટ (अ) માંડી ને નિરાંતે જોઉં એને. વાંધો નથી; કન્યકા છે.*

**આરણ્યકાઃ** (કાનમાં આંગળીઓ ઘાલી રોષથી છણકો કરી) જા, બસ મારે તારૂં કામ નથી. આવૂં આવૂં મનનૂં ભાવ્યૂં બોલે છે!

(ઇંદીવરિકા ચાલી જાય છે ને ફૂલ વીણવા માંડે છે)

**રાજાઃ** વાહવાહ! એના રોષમાં પણ શી છટા છે! ધન્ય ભાગ્ય તે પુરુષનાં, જેના અર્ધાંગે એ રહેશે!

(આરણ્યકા કમળ ચૂંટે છે)

**વિદૂષકઃ** મિત્ર! જુઓ તો ખરાઃ કમળ ચૂંટતાં એના કૂંપળ જેવા સુકોમળ હાથનૂં પ્રતિબિંબ પાણીમાં પડે છે, તેની ઊજળી કાંતિથી કમળનૂં વન જાણે ઝાંખૂંઝબ દેખાય છે! કેવૂં આશ્ચર્ય!+

---

(अ) મૂળમાં वयस्य વધારે છે.

૧ પાણિગ્રહણ૦—ત્રીજા અંકના ગર્ભનાટકના પાણિગ્રહણ પ્રસંગનૂં પતાકા-સ્થાનક. *સ્મૃતિ મતિ અને રતિનૂં શાબલ્ય. + અલંકાર વ્યતિરેક.

રાજા: મિત્ર! તું કહે છે તે યથાર્થ છે. વિશેષમાં હું એમ પણ કહું છું કે

શાર્દૂલવિક્રીડિત

રૂડા અંબર[૧] માંહીં કાંતિ તનની જેની ઝગે એન ને
પામી દર્શન હેલીમાં અમૃતની ઝીલી રહે નેન બે,
એવી આ શશિમૂર્તિ[૨] જે સુમધુરી, તે આપ પર્શે કરે[૩]
ને બીડાઈ જ જાય ના કમળ જે, આશ્ચર્ય એ તો ખરે! + ૭

આરણ્યકા: (ભમરાઓના ત્રાસથી ગભરાતી) ઓ રે! આ ભૂંડા ભમરા કમળ(अ) અને ઉત્પલનાં[૪] વન છોડી આ તરફ ઊડી આવે છે ને મને સંતાપે છે! (પાલવના છેડાથી મ્હો ઢાંકી દેઈ ભયસહિત) અરે ઇંદીવરિકા, આવ, મારી વ્હારે દોડી આવ. આ ભૂંડા ભમરા મારો જીવ લેશે. §

વિદૂષક: મિત્ર! તમારાં ભાગ્ય ભળ્યાં ને મનના મનોરથ ફળ્યા! બોલ્યા ચાલ્યા વગર જઈ પ્હોચો વ્હેલા, એ ચેટકી આવે તે પહેલાં.(आ) પાણીમાં છબછબ પગ થશે એટલે એ સમજશે, કે ઇંદીવિડી આવે છે; અને એ કામમાં એ તમારી કોટે બાઝી પડશે.

રાજા: વાહવાહ! મિત્ર! તેં ટાણા સર અચ્છી સલાહ આપી.

(રાજા આરણ્યકા પાસે જઈ પ્હોચે છે)

---

(अ) મૂળ कमलिणिं णीलुप्पलवणाइं, કલ્પિત પાઠ कमलाइं, णीलुप्पलाइं अ.

(आ) મૂળમાં तुमं પછી वि વધારે છે.

૧ (અ) વસ્ત્ર; (આ) આકાશ. ૨ ખુદ ચંદ્રની મૂર્તિરૂપ ૩ (અ) હાથ; (આ) કિરણ. ૪ ભૂરાં કમળ. ચંદ્રનાં કિરણ અડતાં કમળ બીડાઈ જાય છે. એ કવિકલ્પનાને આધારે કવિએ અહીં અતિશયોકિત યોજી છે.

+ રૂપકપોષિત વિશેષોક્તિ અલંકાર. § ત્રાસ સંચારી.

આરણ્યકાઃ (પગલાં સાંભળી) આવ, આવ, અરે જલદી આવ. જો ને, આ મુઆ મને અકળાવે છે.

(રાજા હેલો હેલો જાય છે. આરણ્યકા તેની કોટે બાઝી પડે છે. રાજા તેને છાતી સરસી ચાંપે છે. આરણ્યકા મ્હો ઉપરથી લૂગડું ખસેડે છે ને માથે ભમરા ભમતા જોઇ ગભરાય છે)

રાજાઃ (પામરીથી ભમરાને હાંકી કાઢતાં) અરે ભીરૂ! બ્હી માં.

માલિની

અતિ વિકળપણે તું કાંય બૂડે? અનેરે
અલિ તવ મુખપદ્મે મુગ્ધ મ્હેકે ઠરે રે.
સુચકિત[1] નયને કાં ઉત્પલો ઊપજાવે?
વધુ વધુ મધુપો હા! જો તને આ સતાવે. * ૮

આરણ્યકાઃ (અજાણ્યાને જોઈ ગભરાતી) અરે! આ તો ઇંદીવરિકા ન હોય. (ભય સહિત ખસી જતી) આવ ને મારી બ્હેન, વ્હેલી આવ ને. મને આ ભમરાથી બચાવ ને. ×

વિદૂષકઃ (છતો થઈ) બાઇ! પૃથ્વીનૂં પાલન કરનારા પ્રતાપી વત્સરાજ તમારી વ્હારે ચઢ્યા છે ને તમે ઇંદીવરિકાને કાં(अ) પુકારો છો?

રાજાઃ અરે ભીરૂ! બ્હી માં. ('અતિ વિકળપણે–' વગેરે ફરી કહે છે)

આરણ્યકાઃ (રાજાને નિહાળતી સ્નેહ અને લજ્જાથી સ્વગત) આ જ મહારાજા વત્સરાજ, જેમની સાથે પિતાજીએ મારો વિવાહ મેળવ્યો હતો! એમનો મોહ આમને માટે હોય, તેમાં શૂં પૂછવૂં? +

(આરણ્યકા પ્રેમાતુર બને છે)

---

(अ) कहं કલ્પિત વધારો મૂળમાં નથી.

૧ આરણ્યકા ભયથી વિહ્વળ દૃષ્ટિ ચારે તરફ ફેંકે છે, તેમાં કવિ ભૂરા કમળનો આરોપ કરી ઉત્પલો ઊપજાવવાની કલ્પના યોજે છે.

* ભ્રાંતિમાન અલંકાર. × આવેગ સંચારી. + રતિ સ્થાયી.

ઈંદીવરિકાઃ મુઆ ભમરાઓ બિચારી આરણ્યકાને સંતાપે છે. જઈને એનું સાંત્વન કરૂં. આવી બહેન આરણ્યકા! હું આવી. બ્હીશ માં.

વિદૂષકઃ ભાગો. ઇડીવિડી આવે છે. એ દેખશે, તો દેવીને કહી દેશે.

રાજાઃ (વળતાં વળતાં કમળવન તરફ આંગળી કરી) અહો મિત્ર! જો તો ખરો.

ગાથા

કમલાકર[1] આ એના કરના પરસે સ્ફુરંત સુખ જુગતે
કંટકરોમાંકુરથી જણાવે છે વદન બંધ થતે.+ ૯

વિદૂષકઃ (રાજાનો હાથ ઝાલી) આવો, આવો. આ કેળના મંડપમાં સંતાઈ જઇયે. (અ)

(બંને તેમ કરે છે)

ઈંદીવરિકાઃ (પાસે આવી ભમરાને હાંકી કાઢી આરણ્યકાના ગાલે આંગળી અડકાડી) અલી આરણ્યકા! § ભમરાઓ અપરાધી બને છે તેમાં દોષ તો, કહેવું જોઇયે કે, તારા મુખારવિંદનો જ છે, હો. (સૂર્યાસ્ત થતો જોઈ) દિવસ આથમે છે. ચાલો ત્યારે, આપણે પાછાં વળિયે.

(ઈંદીવરિકા ચાલવા માંડે છે)

---

(અ) 'ભાગો, ભાગો. છડીવિડી આવે છે. એ દેખશે, તો દેવીને કહી દેશે.' અને 'આવો, આવો. આ કેળના મંડપમાં સંતાઇ જઇયે.' એ બે ઉકિતઓ મૂળમાં સળંગ છે; તથા કમળવનના વર્ણનની ઉકિત હવે પછી આવનારી રાજાના વિષાદની ઉક્તિમાં ઘુસાડી દીધી છે. ફેરફાર કલ્પિત છે.

૧ કમળનો જથો, કમળનું વન.

\+ રૂપકપોષિત ઉત્પ્રેક્ષા અલંકાર. § સાભિપ્રાયત્વ પ્રૌઢિ.

આરણ્યકા: (કેળના મંડપ તરફ જોતી) બ્હેન! જરા ધીરે ચાલિયે તો ઠીક. ટાઢાહિમ પાણીથી મારાં અંગ અકડાઈ ગયાં છે. *

ઈંદીવરિકા: લે, ધીરે ચાલિયે. (બંને જાય છે)

વિદૂષક: મિત્ર! એને લેઈને ચેટકી રસ્તે પડી. ચાલો, હવે આપણે પણ જઇયે.

રાજા: (નીસાસો મૂકી) થઈ ચૂકયું! ગઈ! મિત્ર વસંતક, + ભાગ્યહીનને ઈચ્છિત વસ્તુની પ્રાપ્તિમાં કંઇ ને કંઇ આડું આવે જ છે! હવે, મિત્ર. શો ઉપાય કરિયે, તો ફરીને એનાં દર્શન થાય?

વિદૂષક: મહારાજ! તમારે મારૂં કહ્યું તો કરવૂં નહિ ને હાથે રમકડૂં ભાગી નાંખી રોવા બેસવૂં! § આ બ્રાહ્મણ તો તમારે મન મૂરખ, ત્યાં પછી શૂં કરવૂં?

રાજા: અલ્યા શૂં મેં તારૂં કહ્યૂં ન કર્યૂં?

વિદૂષક: મેં તમને કહ્યૂં, કે બોલ્યા ચાલ્યા વિના જઈ ર્‌હોચો. તે કયાં એ રહ્યૂં, ને તમે તો એને મ્હેકથી લોભાઈ કમળ પાસે જવામાં(अ) ભારે સંકટથી ભડકાવી ઠપકો આપ્યો; અને 'અલી વઇ-કળ! શા માટે તૂં ત્યાં બૂડી મરતી નથી?' એવાં એવાં કઠણ વચને, ડહાપણ ડોળી, ખાલી ખીજવી.[1] એ રીતે કામ કથાળી હવે તમે

(अ) મૂળ अदिसंकटे जं भवं पविसिअ, કલ્પિત પાઠ अदिसंकडं भत्रं पदिसिअ.

૧ રાજાનૂં બોલવૂં વિદૂષકને આવૂં કંઇક સમજાય છેઃ–

અતિ વિકળ! પણે તૂં કાં ન બૂડે, અરેરે?
અલી! તવ મુખ પદ્મ મૂઢ મ્હેકે ઠરે રે.
સુચકિત નયને કાં ઉત્પલો ઉપ જાવે?
વધુ વધુ મધુપો, હા, જો તને આ સતાવે.

વિકળ–ગાંડી. ઉપ–પાસે. જાવે–જાય છે.

* વ્યાજોક્તિ અલંકાર. + અપ્રસ્તુતપ્રશંસા અલંકાર.

§ લક્ષણામૂલક ધ્વનિ.

લમણે હાથ દેઈ (અ) શોચવા બેઠા છો, અને મને પૂછો છો કે શો ઉપાય કરીયે તો ફરીને એનાં દરસન થાય? (આ) *

રાજાઃ મૂર્ખ તે મૂર્ખ જ! રીઝવવૂં તે તારે મન ખીજવવૂં વસે છે!

વિદૂષકઃ વારૂ વારૂ, કોણ મૂરખ–તે તો જણાઈ ચૂક્યૂં. એ લમણાઝીક શૂં કરવાને? જઈયે હવે જળમંદિરે. સૂરજ ભગવાન સિધાવી જાય છે.

રાજાઃ (સૂરજ તરફ જોઈ) ખરે જ, દિવસ આથમ્યો.

શાર્દૂલવિક્રીડિત

શોભા લૈ હરી પદ્મિનીની[1] દયિતા[2] પેઠે દિનશ્રી[3] ગઈ.
બિમ્બે સૂર્યનૂં માહરા હૃદય શૂં રંગાયૂં રાગે[4] સહી.
વે'બ્હીલો ચકવો ઝુરે હૂં સરિખો ચિત્તે પ્રિયા ચિંતવી.
દષ્ટે વિશ્વની આંધળી મુજ પડે હા અંધકારે[5] હવી!+ ૧૦

(બંને જાય છે[6].)

---

(અ) મૂળનાં અહીં किं વધારે છે. (આ) મૂળ पुणो वि उवाअं, કલ્પિત પાઠ पुणो दहं उवाअं.

૧ કમળની તળાવડી. ૨ વ્હાલી. ૩ દિવસની શોભા. ૪ (અ) રતાશ; (આ) પ્રેમ. ૫ (અ) અંધારૂં; (આ) નિરાશા. ૬ ખરૂં જોતાં રાજા અને વિદૂષક જતા નથી, પણ અંકસમાપ્તિનો પડદો પડે છે તેથી દેખાતા બંધ પડે છે. વિદૂષકને સરોવરમાં સ્નાન કરી લેવૂં છે. તે સાધવા પડદો પાડ્યો છે. સ્નાન કરી વિદૂષક રાજા સાથે જળમંદિરે વાસવદત્તા પાસે જાય છે.

* હાસ્યરસ. + શ્લેષપોષિત ઉપમા અલંકાર.

# અંક ૩

મનોરમા પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર

**મનોરમા:** બાસાહેબ વાસવદત્તાએ આજ્ઞા કરી છે, કે આર્યપુત્રના અને મારા વૃત્તાંતનું ભગવતી સાંકૃત્યાયનીએ રચેલું નાટક કાલે ભજવ્યું હતું તેનો અધૂરો રહેલો ભાગ તમારે આજે કૌમુદી–મહોત્સવમાં[1] ભજવવો. એમાં સખી આરણ્યકા બાસાહેબનો વેષ લે છે. બિચારી હૃદયશૂન્ય બની ગઈ છે, તેથી ગઈ કાલે એણે નર્યા° લોચા વાળ્યા'તા. આજે પણ જો એ તેવું ને તેવું કરશે, તો બાસાહેબ એના ઉપર રૂઠશે. એ કયાં મને મળે, કે હું એને એ વાનાં કહું ?[2] ( સામે જોતાં ) અહો ! આરણ્યકા તો આ! જાય પદ્મસરની દેશે. એ કંઈક બોલતી બોલતી કેળના મંડપમાં પેઠી. ઠીક. હૂં ઝાડના ઓથે રહી સાંભળું કે એ મોકળે મને શું કહે છે ?

(એવે પ્રેમાતુર સ્થિતિમાં આસન ઉપર બેઠેલી આરણ્યકા પ્રવેશ કરે છે)

**આરણ્યકા:** (નીસાસો મૂકી) જેને મળવાના સાંસા છે તેને જ ઝંખ્યા કરી, જા, જીવ તું પણ મને નાહક રંજાડે છે !+

**મનોરમા:** હાં, સમજાયું. એ હૃદયશૂન્ય જણાય છે, તેનું કારણ આ છે. વારૂ એનું ચિત્ત (अ) કોનામાં ચોટયૂં હશે? કાન દેઈ સાંભળૂં.

---

(अ) મૂળ किं કલ્પિત પાઠ कं.

૧ કાર્તિકી પૂનમનો તહેવાર જુઓ મારા मु. रा. ।३।१।માં कौमुदीमहोत्सव ઉપરનું ટિપ્પણ. ૨ પાછળથી બેહાલ સ્થિતિ જોઈ ઠપકો દેવાનૂં મનોરમા માંડી વાળે છે. + વિષાદ, તર્ક, વ્રીડા વગેરે ભાવનૂં શાબલ્ય. સંજ્વર અવસ્થા.

આરણ્યકા: (આંસૂ સાથે) મહારાજનું દર્શન નેત્રને અને હૃદયને ઠારનારૂં છતાં અજબ છે કે મને તાપકારી નીવડે છે!* (નીસાસો નાંખી) અથવા એમાં મહારાજનો શો દોષ? હૂં જ નિર્ભાગ્ય.

મનોરમા: અહો ! મહારાજમાં એનું ચિત્ત ચોટયું છે! વાહ, સખી, રાજકુળની કુમારિકાને છાજે એવી ઇચ્છા તું રાખે છે. (અ)×

આરણ્યકા: હૂં કહૂં એ કોને, જેથી દુઃખ કંઇક હલકૂં થાય? (આ) મારૂં હૃદય સખી મનોરમા છે. તેને શરમના માર્યા મારાથી કહેવાતૂં નથી. હવે તો આપઘાત વિના દુઃખ ટાળવાનો બીજો ઉપાય નથી.

મનોરમા: (આંખમાં આંસૂ સાથે) અરેરે! વાત છેકજ વંઠી છે. એ બિચારીની આ પ્રેમાતુર સ્થિતિમાં હૂં શૂ કરૂં ?

આરણ્યકા: (મોહપરવશ વૃત્તિથી) તે જ આ સરોવર, જયાં ભમરા મને સતાવતા હતા ત્યારે મહારાજે આવી 'અરે ભીરૂ! બ્હી માં' એમ કહી મને છાતી સરસી ચાંપી સુખ ઉપજાવ્યૂં હતૂં.

મનોરમા: (મનમાં ખુશ થતી) એમ કે? મહારાજની દૃષ્ટિએ સખી પડી ચૂકી છે, તો તો પછી ફિકર નહિ, ઊગરવાનો આરો છે. પાસે જઈ એને ધારણ દેઊં. (આણુચિંતી પાસે જઈ) બહેન ! આમ શરમાઈ હૃદયની એ ચોરી રાખવી હોય ? §

આરણ્યકા: (ઝંખવાણી પડી સ્વગત) અરે દૈવ! આણે તો બધૂં સાંભળ્યૂં જણાય છે ! ત્યારે તો ખુલાસો કરવો જોઇયે. (પ્રગટ

---

(અ) મૂળ साहु पिअसहि साहु पिअसहि अभिजाअसरिसो, કલ્પિત પાઠ साहु पिअसहि साहु । आहिजच्चसरिसो. (આ) મૂળમાં અહીં (विचिन्त्य) अहवा વધારે છે.

* અલંકાર અસંગતિ. × વસ્તુધ્વનિ. § લક્ષણા.

સખીનો હાથમાં હાથ ઝાલી) વ્હાલી સખી ! લજ્જાએ મને અપરાધી બનાવી છે. રખે તું માઠૂં લગાડતી. +

મનોરમા: બ્હેન! તું એવો વ્હેમ લગારે લાવીશ નહિ. પણ તું મને કહે, કે મહારાજે તને દીઠી છે ખરી કની? (अ)

આરણ્યકા: (શરમથી નીચું જોતી) સખીએ બધું સાંભળ્યું છે.

મનોરમા: એમ છે, ત્યારે તો સંતાપનું(आ) કારણ નથી. એઓ પોતે જ સમાગમની ફિકરમાં હશે.[૧]

આરણ્યકા: બ્હેનપણાનો (इ) પક્ષપાત ફાવે તે ધારે.* પણ મહારાજને મારી શી પડી છે? તે તો દેવીના સદ્‌ગુણની સાંકળે જકડાયલા છે.×

મનોરમા: (તેને હસી કાઢતી) જા રે જા, તું તો મૂરખી છે. ભમરો પદ્મિનીના પ્રેમે ભલે ને બંધાયલો હોય. એને તો માલતી માત્ર દૃષ્ટિએ પડવી જોઇયે. પછી તે એને મેળવે નહિ ત્યાં સુધી જંપે જ કેવો? એ તો નવા રસનો ભોગી કહેવાય.§

આરણ્યક: બને જ નહિ. બ્હેન, રહેવા દે એ વાત. આ શરદ ઋતુનો વાદળિયો તાપ કેવો કરડો છે? એણે મારૂં અંગ ઊન્હૂં લાય જેવૂં થયૂં છે, તે કયમે ટાઢૂં પડતૂં નથી.**

---

(अ) મૂળમાં ण वेत्ति વધારે છે. (आ) મૂળ संतप्पिदेण, કલ્પિત પાઠ संताविदेण.

(इ) મૂળમાં अअं सहीअणो पक्खवादेण मन्तेदि । એટલૂં વધારે છે.

૧ આહીં વિદૂષકનાં પ્રવેશનૂં આગેરૂં સૂચન છે.

+ પર્યાયોક્ત અલંકાર. * પર્યાયોક્ત અલંકાર. × રૂપક અલંકાર.

§ અપ્રસ્તુતપ્રશંસા અલંકાર. **અવહિત્થ સંચારી.

મનોરમાઃ (अ) (સ્વગત) અરે આ અણુપતીજવાળા સ્વભાવની શા માટે હજુ એ છૂપાવતી હશે? ઉપરાઉપરી પડતાં કામનાં બાણુ જાણે સૂ સૂ કરતાં હોય તેમ નિઃશ્વાસ અહર્નિશ નીકળ્યા કરે છે,+ તે જ એનો અનુરાગ કહી આપે છે.(आ) પણ, રહો, ટપકો દેવાનો સમો નથી. કમળદળ લાવી એની છાતી ઉપર મૂકું. (સરોવરમાંથી કમળદળ લાવી આરણ્યકાની છાતી ઉપર મૂકી) ગભરા માં, બ્હેન, હવણાં ટાઢક વળશે.[1]

(એવે વિદૂષક પ્રવેશ કરે છે)

વિદૂષકઃ અહો! *મિત્રને આ "વિંધ્ય વનની કન્યકા"ની જબરી લ્હે લાગી છે! એમણે રાજકાજ કોરે મૂક્યું છે; ને શી રીતે એનાં દરસન થાય તેના જ એઓ વિચાર કર્યા કરે છે તથા એની ઝંખનાએ મન રમાડે છે. (મન સાથે વિચાર કરતો) એ આરણ્યકા ત્યારે ક્યાં ભેગી થાય? જોઉં, પેલા પદ્મસર આગળ પત્તો લાગે છે? (સરોવરે જાય છે)

મનોરમાઃ (કાન માંડી) કોઈનો પગરવ સંભળાય છે. માટે આવ, બ્હેન, આ કેળના ઝુંડના ઓથે રહી જોઈએ કે કોણ છે?

(બંને કેળના ઝુંડના ઓથે ભરાય છે)

---

(अ) મૂળમાં આના પહેલાં मनो०। अइ लज्जालुए ण जुत्तं एदावत्थं गदाए वि दे अप्पा पच्छादिदुं ॥ आरण्यका मुखमवनमयति ॥ એટલું વધારે છે.

(आ) મૂળ णीसासणिहविणिग्गओ दिअहरत्तिं वि तुज्झ अणुराओ अविरद-पडन्तकुसुमसरसरणिवहपउण्णहुंकारसद्दो विअ ण भणइ ।, કલ્પિત પાઠ अविरदपडन्तकुसुमसरसरुप्पण्णहुंकारसद्दो विअ णीसासणिवहो विणिग्गदो से अणुराअं णं भणइ ।

૧ છેલ્લા વાક્યમાં વિદૂષકના પ્રવેશનું નજીકનું સૂચન છે.

+ ઉત્પ્રેક્ષા અલંકાર. * ઔત્સુક્ય સંચારી. કાવ્યલિંગ અલંકાર.

આરણ્યકાઃ અરે, આ તો તે દહાડે મહારાજની જોડે હતા તે ભટજી છે.

મનોરમાઃ શું વસંતક? (अ) ભગવાન કરે ને હું ધારૂં છું તેમ જ હોય!

વિદૂષકઃ (ચારે તરફ જોતો) ઓહો! આરણ્યકા તે સાચેજ (आ) આરણ્યકા થઈ! વસતિભરમાં એનો પત્તો નથી! ×

મનોરમાઃ (મ્હો મલકાવતી) સખી! મહારાજના આ બ્રાહ્મણ-મિત્ર તારા વિશે કંઇક કહે છે. માટે ધ્યાન દઈ ને સાંભળિયે.

(આરણ્યકા શરમાતી શરમાતી કાન માંડી સાંભળે છે)

વિદૂષકઃ મિત્રે (इ) ખાનગીમાં કહ્યાથી હું દેવી વાસવદત્તાના દરબારમાં ખંડે ખંડે ફરી વળ્યો, પણ એનાં દરસન થયાં નહિ. ત્યારે આ સરોવરે એને દીઠી હતી તે કારણથી અહીં એને જોવા આવ્યો, તો અહીં પણ એ છે નહિ! હવે શું કરવૂં? મિત્ર તો કામજ્વરથી છેક બેહાલ બન્યા છે.

મનોરમાઃ સાંભળ્યૂં કે, બ્હેન?

વિદૂષકઃ (ફરી વિચાર કરી) હંહાં, મિત્રે મને કહ્યૂં છે કે ખોળતાં એ ભાળ ન મળે, તો એના હાથના સ્પર્શથી બેવડાં શીતળ(ई) બનેલાં કમળદળ સરોવરમાંથી લેતો આવજે. પણ એ જણાય કેમ તે?

---

(अ) મૂળમાં एव्व વધારે છે. (आ) મૂળ आरण्णिआ सच्चं एव्व संवुत्ता, કલ્પિત પાઠ आरण्णिआ सच्चं एव्व आरण्णिआ संवुत्ता. (इ) મૂળ अस्सत्थवअणेण देवीणं वासवदत्तापदुमावदीणं अण्णाणं अ देवीणं भवणाइ, કલ્પિત પાઠ वीसत्थवअणेण देवीए वासवदत्ताए भवणं. જો ઉપલબ્ધ પાઠ સ્વીકારિયે, તો પદ્માવતી પરણ્યા પછી પ્રિયદર્શનાના પાણિગ્રહણનો પ્રસંગ પ્રાપ્ત થાય. પરંતુ એ ક્રમ સંભવિત નથી. (ई) મૂળ दिउणिअसुहसीअलाइं, કલ્પિત પાઠ दिउणिअसीअलाइं.

× કાવ્યલિંગપોષિત શ્લેષ.

મનોરમા: હાં, ઠીક લાગ છે. (પાસે જઈ વિદૂષકનો હાથ પકડી) ચાલો, ભટજી, થાઓ આગળ. આ ઘડી હૂં જણાવી દેઊં છૂં. §

વિદૂષક: (પોચકાં નાંખતો) હું જણાવી દેઈશ? કોને બાસાહેબને? પણ તે મેં કંઇ કહ્યૂં નથી.

મનોરમા: ભડકો માં, ભટજી. આરણ્યકાની ખાતર તમારા મિત્રની દશા તમે કહી, તેથી પણ એવડી માઠી દશા મહારાજની ખાતર મારી સખીની થઈ છે. આવો ને ચક્ષુષાપિ સત્યમ્ કરો. (अ)

(બંને આરણ્યકા પાસે જાય છે)

વિદૂષક: (હર્ષ સાથે સ્વગત) અહા, મારી અથડામણ મજરે આવી. (પ્રગટ) કલ્યાણ થાઓ તમારૂં. (વિદૂષકને જોઈ શરમની મારી આરણ્યકા શરીર ઉપરથી કમળદળ કાઢી નાંખે છે)

મનોરમા: ભટજી! લો, (आ) આ તમારે કમળદળ. તમને દેખી સખીને ટાઢક વળે છે; એટલે તે શરીર ઉપરથી આ કાઢી નાંખે છે.

આરણ્યકા: (આવેશથી) જા રે જા, અદકબોલી! તૂં કહે છે શૂં? આ તારા વાચાળપણાથી હૂં લાજી મરૂં છૂં. (બે હાથમાં મ્હો સંતાડે છે) (इ)

વિદૂષક: (ચિંતાતુર ચ્હેરે અલગ) રાખો એ કમળદળ. મને ફિકર થાય છે કે આમના મેળાપનો જોગ ખાશે શી રીતે? તારી સખી તો છેક જ લાજુલાડી છે.

મનોરમા: (ક્ષણભર વિચાર કરી અલગ) ભટજી, જુઓ, આમ કંઇ કરિયે. (કાનમાં કહે છે)

---

(अ) મૂળ તો पेक्ख ने पेक्ख, કલ્પિત પાઠ पेक्ख. (आ) મૂળ अणुगण्हादु, કલ્પિત પાઠ गेण्हदु. (इ) આ નાટ્યસૂચ પછીનો ભાગ અને ત્યાર પછીની બે ઉક્તિઓ प्रकाश નથી जनान्तिक છે. સબબ મૂળમાં તેવો ફેરફાર કરી લેઈ અનુવાદ આપ્યો છે.

§ અભિધામૂલક ધ્વનિ.

વિદૂષક: (અલગ) ખાસ્સું બેશ.(અ) તમે વેશ ધરી તૈયાર થાઓ તેટલામાં હું આવું છું ને મિત્રને લાવું છું. (જાય છે)

મનોરમા: ઓહો, રીસે કેટલી બધી છે! હશે, ઊઠ હવે. પેલા નાટકનો અધૂરો રહેલો ભાગ આપણે ભજવવાનો છે. માટે ચાલ, બહેન, નાટકશાળાએ જઇયે. (કેટલાંક ડગલાં ચાલી) આ નાટકશાળા આવી[1]. ચાલો અંદર. (પ્રવેશ કરી) જો, જો, બહેન! બધી એ તૈયારી થઈ ગઈ છે. બાસાહેબનાં હવે પગલાં વાગે છે. આપણે બરાબર વખતસર છિયે.

(એવે પરિજન સાથે રાણી વાસવદત્તા અને સાંકૃત્યાયની પ્રવેશ કરે છે)

વાસવદત્તા: અહો, ભગવતી, શું તમારૂં કવિત્વ છે! તે તે ગૂઢ પ્રસંગ ઊપજાવવા કાઢી તમે એવું તો સુંદર નાટક રચ્યું છે, કે આર્યપુત્રનું ચરિત્ર જાણીતું છતાં પણ(આ) જાણે નવીન જ હોય તેમ કૌતુક ઉત્પન્ન કરી અમને અત્યંત અધીરાં બનાવે છે.[2]

સાંકૃત્યાયની: રાજકુમારી! રૂડેરાની વાત જ રૂડી; એના રૂડા પ્રતાપ. જુઓ,

ગાથા

સાર મનાય અસારે મહાનના મિલનના જ મહિમાએ;
વારણશિરે વિરાજી રાખ શણગાર લેખાયે + ૧

વાસવદત્તા: (મ્હો મલકાવી) એ તો જાણિયે જ છિયે કે 'જમાઇ તે તો ચાંપલિયાનો છોડ જો.' ભલે, હવે ત્યારે નાટકના વસ્તુની વાત રહેવા દેઈ નાટક જ જોઇયે તો કેમ?

---

(અ) મૂળ साहु पिअसहि साहु पिअसहि। (अपवार्य), કલ્પિત પાઠ साहु साहु.

(આ) મૂળ माणुभवं विअ, કલ્પિત પાઠ साणुहवं वि.

૧ પ્રેક્ષાગૃહ અંતઃપુરમાં રાખવામાં આવતું હતું. સંગીતશાળાનું પણ તેમ જ. જુઓ प्रतिमा० અને मालवि०. ૨ અહીં પોતે ગોઠવેલા નવીન સંવિધાનનાં કવિ વખાણ પટંતરે કરે છે. + અલંકાર અર્થાંતરન્યાસ.

સાંકૃત્યાયનીઃ બહુ સારૂં. ઇંદીવરિકા! ચાલો નાટકશાળાએ.

ઇંદીવરિકાઃ પધારિયે, બાસાહેબ.

(સર્વ નાટકશાળાએ આવી પ્હોચે છે)

સાંકૃત્યાયનીઃ અહો! નાટકશાળા શી શોભે છે!

વસંતતિલકા

સ્તંભે સુવર્ણમય[1] રત્ન કરે ઝગારા,
ઝૂલે જહીં રુચિર[2] તોરણ મોતીં કેરાં;
ને અપ્સરા શીં રમણી[3] મહીં રમ્ય રાજે,
જેણે વિમાન સમ નાટ્યગૃહે વિરાજે! * ૨

મનોરમાઃ (પાસે આવી) ખમા બાસાહેબને.

વાસવદત્તાઃ મનોરમા! સંધ્યાકાળ વીત્યો છે. જાઓ, તમે બે વ્હેલાં વ્હેલાં વેષ સજો.

મનોરમા ને આરણ્યકાઃ તૈયાર બાસાહેબ.

વાસવદત્તાઃ આરણ્યકા! જો, આ મારાં અંગનાં આભૂષણ[4] છે. લે; એ તું પડદા પાછળ જઈ ધારણ કર. (ઊતારી આપે છે) અને મનોરમા! તને આ ઇંદીવરિકા આભરણ[5] આપે છે; તે તું પ્હેર. નલગિરિ હાથીને વશ કર્યો ત્યારે એ આભરણો પિતુશ્રીએ આર્યપુત્રને[6] પ્રસન્ન થઈ આપ્યાં હતાં. જો, બધાં એ એમ કહે કે આ તો વત્સરાજ જ છે, એવી તાલમેલ પડદા પાછળ જઈ કરજે.×

(આભરણ લેઈ મનોરમા અને આરણ્યકા જાય છે)

ઇંદીવરિકાઃ આ આસને બિરાજિયે બાસાહેબ.

---

૧ સોનાના. ૨ સુંદર. ૩ રમણી-સ્તંભ ઉપરની પૂતળીઓ. નાટક શરૂ થતા પહેલાં નાટ્યશાળાની સુપ્રતિ તે સ્તંભની પૂતળીઓ જ સંભવે. ૪ ઘરેણાં. ૫ ઘરેણાં. ૬ રાજા વત્સરાજ. રાણી આ શબ્દથી હમેશાં રાજા વિશે બોલે છે.

* અલંકાર ઉપમા. × અભિધામૂલક ધ્વનિ. પતાકાસ્થાનક.

**વાસવદત્તા:** ભગવતી પણ બિરાજિયે.

(સૌ પોતપોતાને સ્થાને બેસે છે. એવે અંતર્નાટકનો કંચુકી પ્રવેશ કરે છે)

**કંચુકી:**

આખ્યાનકી

જરા[૧] વિશે હું રહી દંડ[૨] ધારી
પદે પદે ઠોકર[૩] લૈ નિવારી
નરેશની પૂરણ નીતિ સાહી
રાખૂં વ્યવસ્થા રણવાસ[૪] માંહી. § ૩

સમસ્ત શત્રુઓની સેનાઓનો જેમણે મદ ઉતાર્યો છે એવા યથાર્થ નામના મહારાજા મહાસેનની આજ્ઞા છે, કે સર્વ અંતઃપુરમાં જાહેર કરવું જે આવતી કાલે કામવનમાં અમે વીણામહોત્સવ (अ) રાખ્યો છે; ત્યાં ઉત્સવમાં શોભે એવો ઉજ્જ્વળ વેષ સજેલા પરિજન[૫] સાથે સૌ પધારશો.–

**સાંકૃત્યાયની:** (કંચુકી તરફ આંગળી કરી) જુઓ, ખેલ શરૂ થયો, રાજકુમારી!

---

(अ) મૂળ **उदयनोत्सवं**, કલ્પિત પાઠ **उपवीणनोत्सवं**.

૧ (અ) ઘડપણ; (આ) ન્હાની ન્હાની બાબતો. ૨ (અ) લાકડી; (આ) શિક્ષા. ૩ (અ) ઠેશ; (આ) અપરાધ. ૪ (અ) રાજાનું અંતઃપુર; પ્રદ્યોત મહાસેનને સોળ રાણીઓ હતી; [જુઓ સ્વપ્નની સુહાગિણી, અંક ૬ શ્લોક ૯]; (આ) વસતી વગરનું જંગલ અને વસતીવાળો દેશ. 'હોદ્દાને રૂએ હું હાથમાં દંડ રાખૂં છું. તેણે કરીને જરા એટલે વૃદ્ધાવસ્થામાં ડગલે ડગલે ઠોકરથી બચી જાઉં છું; ને અંતઃપુરમાં બધે ફરતો રહી બરાબર બંદોબસ્ત રાખૂં છું. એ રહેણી હું રાજાઓ પાસેથી શીખ્યો છું. એઓ પણ જરા જરામાં દંડ એટલે શીક્ષા ઠરાવી રાખે છે. તેથી ડગલે ડગલે પ્રજા ઠોકરથી બચી જાય છે. વળી તેઓ વસતીમાં તેમ જ જંગલમાં બધે તે તે અધ્યક્ષ દ્વારા જોતા રહી પૂરેપૂરો બંદોબસ્ત રાખે છે.' ૫ દાસ દાસીઓ. § શ્લેષોત્થાપિત રૂપક અલંકાર.

કંચુકીઃ એ આજ્ઞા અનુસાર હું અંતઃપુરમાં બધે ફરી વળ્યો અને 'પરિજન સાથે પધારશો' એવું કહી વળ્યો. 'ઉત્સવમાં શોભે એવો ઉજ્જ્વળ વેષ સજેલા' એ ઉમેરવાનું કારણ નથી, ને મેં ઉમેર્યું પણ નથી. શાથી જે

શાર્દૂલવિક્રીડિત

વાજે નૂપુર પાય; રત્નરસના[1] ગાજે નિતંબે[2] ઘને[3];
કાંડે કંકણ, કોણીએ કટક ને કાને ઝગે કુંડળે;
ભ્રાજે સ્વસ્તિક[4] મસ્તકે; મણિતણી માળા વિરાજે સ્તને;
રૂહે દાસી રણવાસની સરવદા વેષે જ એ ઉજળે. + ૪

એટલે એમને નવો શણગાર સજવાનો છે નહિ. (अ) હવે રાજકુમારીને સંદેશ પહોંચાડવો બાકી છે, તે જઈને એમને કહું. (કંચુક આગળ જતાં) આ કુમારી વાસવદત્તા સંગીતશાળાએ પધારે. એમની પૂંઠે કાંચનમાલા છે. તેના હાથમાં વીણા છે. એમને મહારાજની આજ્ઞા નિવેદન કરું.

(પછી વાસવદત્તાના વેષમાં આરણ્યકા અને
વીણા સહિત કાંચનમાલા પ્રવેશ કરે છે)

આરણ્યકાઃ સખી કાંચનમાલા! વીણાચાર્ય તો હજુ એ ન આવ્યા. કેમ વાર થઈ એમને?

કાંચનમાલાઃ મારગમાં[5] તેમને એક ચળેલ ભેગો થયો છે, તેને એ જોવા રહ્યા છે. એની બોલીમાં કોણ જાણે શું એ કૌતક એમને લાગ્યું છે! તે રસથી એના બોલ સાંભળે છે ને તાળી દેઈ હસે છે.

---

(अ) મૂળમાં केवलं स्वाम्यादेश इति मत्त्वाहं समादिष्टः। વધારે છે.

૧ રત્નજડિત કંદોરો. ૨ પૂંઠ. ૩ પુષ્ટ. ૪ માથાનું ઘરેણું.

૫ ઉન્મત્તકના પ્રસંગ બાબત જુઓ क.स.सा. ।૨।૪।૫૨–૭૪।.

+ અલંકાર ઉદાત્ત.

**આરણ્યકા:** ઠીક, ઠીક, (अ)કહ્યું છે ને, जेसे को तेसे मिले!° બે એ ઘેલે ઘેલા!

**સાંકૃત્યાયની:** રાજકુમારી, આનૂ રૂપ અહો તમારા જેવૂં જ છે! તેથી કરીને એણે તમારો વેષ લીધો છે તે જરૂર ખીલી નીકળશે.

**કંચુકી:** (આરણ્યકાની પાસે આવી) બાસાહેબ! મહારાજની આપને આજ્ઞા છે, કે આવતે કાલે તમારે અમને વીણા સંભળાવવાની છે; માટે તાર ચઢાવી સજ થઈ રહેજો. જરૂર, ચૂકશો નહિ.

**આરણ્યકા:** ત્યારે તો આર્ય વહેલા વીણાચાર્યને મોકલતા જાઓ.

**કંચુકી:** સારૂં. વત્સરાજને મોકલૂં છૂં. (જાય છે)

**આરણ્યકા:** કાંચનમાલા! ઘોષવતી[1] લાવ તો. હૂં એના તાર તપાસી જોઉં.

(કાંચનમાલા વીણા આપે છે. આરણ્યકા ખોળામાં લેઈ તાર મેળવે છે. એવે મનોરમા એક તરફથી વત્સરાજના વેષમાં આવે છે.)

**મનોરમા:** (સ્વગત) રાજાજીને વાર લાગી. આ તે ભટજીએ એમને કહ્યું નહિ હોય ને નહિ આવ્યા હોય, કે એ તે બાસાહેબની બ્હીકે ગોચલાં ગણતા° હશે? એ હવે આવી પ્હોચે તો ઠીક થાય.

(એટલામાં વિદૂષક સાથે રાજા ગોટપોટ વેષે પ્રવેશ કરે છે)

**રાજા:**

શાર્દૂલવિક્રીડિત

તાપે દેહ તપાવતો પ્રથમ જે, તે ચન્દ્ર બાળે નહિ;
દાહે જે કરમાવતા અધર, તે શ્વાસો પ્રજાળે નહિ.
ચિત્તે શૂન્ય પ્રસન્ન છે. તન હતૂં વ્હાલૂં, ફૂલ્યૂં તે સહી.
માણુંતાં સુખના મનોરથ ગ્રહે દૂભે ન દુઃખે દહી.* ૫

---

(अ) મૂળ पुस्छदि, કલ્પિત પાઠ बुच्छदि.

૧ વત્સરાજની વીણાનૂં નામ.

* કાવ્યલિંગપોષિત પર્યાય અલંકાર.

મિત્ર! મનોરમા શું કહેતી હતી? ફરી કહે જોઈ.

**વિદૂષક:** એ જ કે 'સગી મહારાજની દૃષ્ટિએ પણ પડવા ન પામે એવો સખત બાસાહેબનો જાપતો છે[1]. મળવું હોય તો તેનો એક ઉપાય છે. આજ રાતે બાસાહેબ સમક્ષ અમારે ઉદયનચરિત(અ) ભજવવાનું છે. આરણ્યકાને વાસવદત્તાનો અને મારે વત્સરાજનો વેષ લેવાનો છે. તો મહારાજ આવે અને પોતે જ પોતાનો વેષ ભજવે, જેથી સહજે સમાગમનું સુખ મળશે. (આ)પોતાનું ચરિત્ર છે એટલે કંઇ શીખવાનું છે નહિ.'

**રાજા:** સાચે જ?

**વિદૂષક:** વિશ્વાસ આવતો ન હોય, તો હું રહ્યો. આ મનો-રમા તમારો વેષ ધરી ઊભી છે, તેને પૂછો.

**રાજા:** (મનોરમા પાસે જઈ) મનોરમા! આ કહે છે, તે ખરૂં છે?

**મનોરમા:** હા, મહારાજ. વ્હેલા વ્હેલા આ આભૂષણ પહેરી લીજિયે.

(રાજા આભૂષણો પહેરે છે)°

**વિદૂષક:** રાજા દાસીના નચાવ્યા નાચે, તે પણ અહો કાર્યનો મહિમા સ્તો! ×

**રાજા:** મૂર્ખ! ન હોય આ પરિહાસનો સમય. જા તું અહીંથી છાનોમાનો, બેસ મનોરમા સાથે ચિત્રશાળામાં;[2] ને અમે કેવું નાટક ભજવિયે છિયે, તે ત્યાં રહ્યો રહ્યો જો.

(વિદૂષક અને મનોરમા જાય છે)

---

(અ) મૂળમાં અહીં નામ नाटकं વધારે છે. (આ) મૂળ तच्चरितेनैव सर्वं शिक्षितव्यम्, કલ્પિત પાઠ तच्चरितं तेन नैव शिक्षितव्यम् ।

૧ આ અગમચેતીનું પગલું છે. ૨ નાટયશાળા ને ચિત્રશાળા અંતઃપુરમાં પાસે પાસે; એકમાંથી બીજામાં જવાય.

× લક્ષણામૂલક ધ્વનિ.

આરણ્યકાઃ કાંચનમાલા! મારે તને પ્રથમ કંઇક પૂછવૂં છે. વીણા પછી સારીશ.

રાજાઃ (આભરણ પહેરી લેઈ) હમણાં પ્રસંગ કયો ચાલે છે તે એકવાર જાણી લેઉં. (કાન માંડી સાંભળે છે)

કાંચનમાલાઃ પૂછિયે, બાસાહેબ.

આરણ્યકાઃ પિતાજી સાચે જ શૂં એમ કહેતા હતા, કે વત્સરાજ વીણાના પ્રયોગથી મને રંજિત કરે ને બંધનથી છૂટે? (अ)

રાજાઃ (ઉપરણાને છેડે ગાંઠ વાળતો એકાએક પ્રવેશ' કરી) જો એમ છે તો આ પોબાર જ પડ્યા, વાર નથી. શાથી જે વાસુકિ નાગની આપેલી ઘોષવતી સરખી વીણા છે° અને રાજકુમારી સરખાં બજવૈયાં છે, એટલે

ગાથા

જુગતે જુગતા જોગે શ્રોતાનાં શ્રવણ ને મન હરાશે,
ને રસ[1] અદ્દ્ભુત રેલી પ્રદ્યોતે રંજિત કરાશે.(आ) ૬

વાસવદત્તાઃ (એકદમ ઊભી થઈ) જય, જય, આર્યપુત્ર!

રાજાઃ (સ્વગત) દેવીએ મને ઓળખ્યો? ગજબ થયો તો!

સાંકૃત્યાયનીઃ (મ્હો મલકાવી) રહો, રહો, રાજકુમારી, ઊભા થવાનૂં કારણ નથી. આ તો ખેલ છે.

---

(अ) મૂળ मुञ्चेमिति, કલ્પિત પાઠ मुञ्चदित्ति. (आ) મૂળ ઉક્તિ एवमेतत्। कः संदेहः । सपरिजनं प्रद्योतं विस्मयमुपनीय वादयन् वीणाम् । वासवदत्तामपहरामि नचिरादेव पश्याम्यहम् ॥ यतः सुविहितं सर्वं यौगन्धरायेण ।, કલ્પિત પાઠ यद्येवम् । सपरिजनं प्रद्योतं विस्मयमुपनीय वादयन् वीणाम् । वासुकिदत्तां न चिरादेवापहराम्यवश्यमहम् ॥ અહીં वादयन्‌નો અર્થ 'વાસવદત્તા પાસે વગડાવનો' એવો લેઉ છૂં.

૨ અદ્દ્ભુત—(અ) વિસ્મય જેનો સ્થાયીભાવ છે તે; (આ) છક કરી દે એવો અપૂર્વ; (ઇ) અત્યંત, મહાન.

**રાજા:** (હર્ષ સાથે સ્વગત) હાશ, હવે જીવમાં જીવ આવ્યો.

**વાસવદત્તા:** (ક્ષોભ હસી વાળી આસને બેસતાં) હંહાં, આ તો મનોરમા છે. મેં તો જાણ્યૂં કે એ આર્યપુત્ર છે. શાબાશ, મનોરમા, ખુબ કરી.

**સાંકૃત્યાયની:** રાજકુમારી! એણે તમને ભૂલ ખવાડી, તે બરાબર જ છે. મનોરમા તે મનોરમા જ છે. હૂં તો જોયા જ કરૂં છું, કે

શાર્દૂલવિક્રીડિત

શૂં એ રૂપ નચાવતૂં ઉર અહો! શો વેષ એ સુંદરે!
શી લીલા રમણીય એ! ઘન સમો ગંભીર શો એ સ્વરે!
શી એ મત્ત ગજેન્દ્ર તુલ્ય ગતિ છે! શો એ પ્રતાપે સ્ફુરે[1]!
ખેલાડી ધજ એહ. અંતર લહૂં વત્સેશ આ તો ખરે! + ૭

**વાસવદત્તા:** આર્યપુત્ર મને વીણા શીખવતા હતા, ત્યારે તેમને પગે બેડી હતી. માટે, અલી ઇંદીવરિકા, જા આ નીલકમળની માળાની બેડી (अ) એમને પગે પહેરાવ.

(વાસવદત્તા માથેથી માળા ઉતારીને આપે છે. તેની બેડી રાજાના પગમાં નાંખી ઇંદીવરિકા પોતાને સ્થાનકે આવીને બેસે છે)

**આરણ્યકા:** કાંચનમાલા! કહે ને, કહે ને: સાચે જ પિતાજી શૂં એમ કહેતા હતા, કે વત્સરાજ વીણાના પ્રયોગથી મને રંજિત કરે ને બંધનથી છૂટે? (आ)

**કાંચનમાલા:** સાચે, એમ જ કહેતા હતા. માટે, બાસાહેબ, તમે એવો તાલ મેળવો કે જેથી તમે વત્સરાજને મન વસો.

**રાજા:** (સ્વગત) વાહ! અમારા મનમાં હતૂં, તે જ કાંચનમાલાએ કહ્યૂં.

---

(अ) મૂળ णिअलिं, કલ્પિત પાઠ णिअलं. (आ) મૂળ **मुञ्चेमित्ति**, કલ્પિત પાઠ **मुञ्चदित्ति**.

૧ પ્રકાશે છે. + અલંકાર કાવ્યલિંગ.

આરણ્યકા: ત્યારે તો હું આદરભેર વગાડું. (ગાથા ગાઈ વીણા વગાડતી)

ગાથા

ઘટમાં[1] ઘનબંધનની[2] અટકથકી રાજહંસ[3] ખટક થવે
જાવા હાવાં વ્હાલા વાસે નિજ માનસે[4] ચિંતવે.* (अ) ૮

મનોરમા: (વિદૂષક ઝોકાં ખાય છે તેને ઢંઢોળતી) ભટજી! જુઓ, જુઓ, સખી વીણા વગાડે છે.

---

(अ) મૂળ घणबन्धणसंरुद्धं गअणं दट्ठूण माणसं एदुं। अहिलसइ राअहंसो दइअं घेऊण अप्पणो वसइं ॥, કલ્પિત પાઠ घणबन्धणसंरुद्धं गअणं द‍ूण माणसे एण्हि। अहिलसइ राअहंसो दइअं उण अप्पणो वसइं ॥ મૂળ પાઠ સ્વીકારતાં અર્થ ચૂંથાઈ જાય છે. ઉપરાંત છંદ ગીતિ બને છે. ઉત્તરગીત ગાથામાં છે તે જોતાં આ પૂર્વગીત પણ ગાથામાં હોવું સંભવે છે. બે એ બાબત ધ્યાનમાં લેઈ નવો પાઠ યોજ્યો છે.

૧ મન. ૨ (અ) વાદળાંનો ઘેરાવો; (આ) સખત કેદ. ૩ (અ) રાજહંસ પક્ષી; (આ) ઉત્તમ રાજા વત્સરાજ. ૪ (અ) માનસરોવર; (આ) ચિત્ત. તાજી ગયેલી વર્ષા ઋતુના સ્મરણની આ ગાથા છે. 'ચારે પાસથી ચડી આવતાં જાડાં વાદળાં આકાશને ઘેરી લેશે તો દિશા એ નહિ સૂઝે ને રોકાઈ રહેવું પડશે, એ વાત હૃદયમાં ખટકવાથી રાજહંસ પોતાનું વ્હાલું રહેઠાણ જે માનસરોવર, ત્યાં હાલહાલ ઊપડી જવાનો વિચાર કરે છે' આ ગાથામાં પ્રદ્યોત મહાસેનને ત્યાં કેદમાં પડેલા વત્સરાજના વૃત્તાંતનો ધ્વનિ પણ કવિએ સમાવ્યો છે. 'સખત બેડીનો અટકાવ એ ઉત્તમ રાજાના હૃદયમાં ખટકે છે. તેથી તે પોતાનું વ્હાલું રહેઠાણ જે કૌશાંબી, ત્યાં ભાગી જવાનો મનમાં ઘાટ ઘડે છે.' ઉપરાંત આ ગાથા વત્સરાજે સાથે આવવા નિમંત્રેલી વાસવદત્તાનું અનુકૂળ વલણ સૂચવતું પતાકાસ્થાનક પણ છે. 'ઉત્તમ રાજાને સખત બંધન વેઠવા વારો આવ્યો છે. કેદનું રોકાણ તેના હૃદયમાં ખટકે છે, તેથી વ્હાલા હવે પોતાને આવાસે જવાનો મનમાં સંકલ્પ કરે છે.'

* ઉપમા અલંકારનો ધ્વનિ.

વિદૂષકઃ (ગુસ્સાભેર) અરે ભૂંડી! તારે પણ કેમ આ બ્રાહ્મણને સૂવા નથી દેવો? પ્રભુ, તોબા! જ્યારથી મિત્રે આરણ્યકાને જોઈ છે, ત્યારથી ઊંઘ ખોઈ છે તેમણે અને મેં. નથી દહાડે જંપાતું કે નથી રાતે ઊંઘાતું. ચાલ રામ, બીજે જઈ આડો થાઊં. (જઈ સૂઈ રહે છે)[1]

આરણ્યકાઃ (બીજી ગાથા ગાતી અને વીણા વગાડતી)

ગાથા

લાગી રઢ; દઢ જાગી રાગની ધુની; કામ વામથી[2] વિધુરી
મધુરી બદ્ધ[3] મધુપની ઝાંખી ઝંખી ઝુરે ભ્રમરી.× ૯

રાજાઃ (એકદમ પાસે જઈ) ધન્ય છે, રાજપુત્રી! સરસ ગાયું વજાવ્યું!

શાર્દૂલવિક્રીડિત

રૂડા[4] વ્યંજન ધાતુની ગત દશે ખતે ખરી ખીલવી;
પેરે મધ્યવિલંબિતદ્રુત લયે ત્રેધા લીધો પાલવી;
ગોપુચ્છાદિક જાળવી યતિ વળી, શાસ્ત્રે જુદી જે કહી;
ને તત્ત્વાદિક ચારુ વાદ્યવિધિએ જુક્તે જમાવ્યો સહી°. ૧૦

આરણ્યકાઃ (વીણા છાતી સરસી રાખી આસનથી ઊભી થઈ જઈ સ્નેહભરી દષ્ટિથી) અહો, આચાર્ય. નમસ્કાર, ગુરુજી, વાસવદત્તાના.

---

૧ વિદૂષક ઊંઘે એટલો ઘેરાઈ ગયો છે કે ચિત્રશાળાના બારણામાં જ વચ્ચોવચ સૂઈ જાય છે; બીજે જઈ શકતો નથી. ગયો હોત તો ઇંદીવરિકા અને વાસવદત્તાની નજરે ન પડત. તે 'આડો' થતાં પાટડા જેવો ઘોરે છે તે પણ એ ધારણને લીધે. ૨ વસમો. ૩ કમળમાં કેદ પૂરાયલો. કમળમાં પૂરાયલા ભમરાની મીઠી ઝાંખી ઝંખતી ભમરીની આ અન્યોક્તિ છે. એમાં બંધનમાં પડેલા વત્સરાજનો વાસવદત્તાને કેવો મોહ લાગ્યો છે, એ તેનામાં કેવી આસક્ત બની છે અને પ્રેમાતુર ચિત્તથી તેના મધુર દર્શનની કેવી અધીરી થઈ રહી છે, તેનો ધ્વનિ છે. ૪ ખુલાસા સારૂં બીજૂં પરિશિષ્ટ જુઓ. × અલંકાર અપ્રસ્તુત પ્રશંસા.

રાજા: (હસતે મ્હોંએ) કલ્યાણ, કલ્યાણ. રાજપુત્રી! અંતઃકરણથી હૂં ઇચ્છૂં છૂં તે સુખ તમે પામો.

કાંચનમાલા: (આરણ્યકાના આસન તરફ હાથથી) અહીં જ બિરાજિયે, આચાર્ય.

રાજા: (આસને બેસતાં) રાજપુત્રી કયાં બેસશે?

કાંચનમાલા: (મ્હો મલકાવી) અબઘડી જ તમે પ્રસન્ન થઈ બાસાહેબની હુશિયારીની પ્રશંસા કરી, તે જોતાં એ આચાર્યપીઠને[1] યોગ્ય(अ) ગણાય, કેમ નહિ? §

રાજા: ખરૂં, ખરૂં. એ યોગ્ય છે જ. આવો, અહીં બેસો, રાજકુમારી. (आ)

(આરણ્યકા કાંચનમાલાના મ્હો સામૂ જુએ છે)

કાંચનમાલા: (મ્હો મલકાવી) બિરાજિયે, બાસાહેબ. શો વાંધો છે? તમે માનપાત્ર શિષ્યા છો.

(આરણ્યકા શરમાતી શરમાતી બેસે છે)

વાસવદત્તા: (કંપારી ખાઈ) ભગવતી! (इ) આ નવો ઊમેરો છે. તે વખતે આર્યપુત્ર ને હૂં એક આસને બેઠાં ન હતાં.

રાજા: રાજપુત્રી! ફરી વીણા બજાવશો. હૂં સાંભળવા ઇચ્છૂં છૂં.

આરણ્યકા: (હસતે મ્હોંએ કાંચનમાલાના સામૂં જોઈ) ક્યારની વીણા વગાડી થાકી ગઈ છૂં. લાચાર છૂં; મારી આંગળીઓ હવે કહ્યું કરતી નથી.

---

(अ) મૂળ अरुहदि, કલ્પિત પાઠ अरुहा. (आ) મૂળ अर्हेयमर्धासनस्य । राजपुत्रि स्थीयताम् ।; કલ્પિત પાઠ अर्हेयमासनस्य । राजपुत्रि आस्यताम् ।. (इ) મૂળ भअवदिए अहिअं कप्पिदं कव्वं ।, કલ્પિત પાઠ भअवदि एद अहिअं कप्पिदं ।.

૧ (અ) આચાર્યનૂં આસન; (આ) માનવંત આચાર્ય.

§ અલંકાર શ્લેષ.

કાંચનમાલા: હા ને, બાસાહેબ થાકી ગયાં છે. જુઓ, જુઓ, ગુરુજી, એમને લમણે ને કપાળે પરસેવો વળ્યો છે અને એમની આ આંગળીઓ ધ્રૂજે છે. ઘડીક આરામની જરૂર છે.

રાજા: કાંચનમાલા! તૂં ખરૂં કહે છે. (રાજા આરણ્યકાનો હાથ, દબાવવાના મિષે, પોતાના હાથમાં લેવાનું કરે છે. આરણ્યકા ખેંચી લે છે)

વાસવદત્તા: (આંખે કાતરિયાં નાંખતી) ભગવતી! (अ) આ પણ કોઇ નવો ઉમેરો છે. મારે એ કાંચનમાલાનું નાટક ન જોઇયે.

સાંકૃત્યાયની: (જરા હસતે મ્હોએ) રાજપુત્રી! તમે સ્વસ્થ-પણે જોશો. નાટકમાં અજુગતૂં કાંઇ નથી. (आ)

આરણ્યકા: (ભમર ચઢાવી) જા, બસ, કાંચનમાલા! એવૂં એવૂં કહે છે, તે તૂં મને અકારી લાગે છે.

કાંચનમાલા: અકારી હોઉં, તો હૂં મારે આ ચાલી, બા.
(જાય છે)

આરણ્યકા: (ગાભરી ગાભરી) રહે, કાંચનમાલા, રહે, જઇશ નહિ, હૂં હાથ નથી ખેંચી લેતી. થયૂં?

રાજા: (આરણ્યકાનો હાથ હાથમાં લેઈ)

સ્રગ્ધરા

આ તે શૂં ઓસકેરા કણૂંથી કમળનો કોષ[1] શાળો સુહાવે?
વ્હાણાની(इ) ઠંડ માંહે ઠરી જલદ મહા મોદ[2] ના આ મચાવે.

---

(अ) મૂળ भअवदि अहिअं एवं वि तुए किदं।, કલ્પિત પાઠ भअवदि अहिअं एदं वि। (आ) મૂળ ईदृशमेव, કલ્પિત પાઠ सदृशमेव.
(इ) મૂળ ह्रादित्वं नास्य मन्ये सदृशम्।, કલ્પિત પાઠ ह्रादित्वं त्वस्य मन्येऽसदृशम्.

૧ દોડો ૨ આનંદ.

સીંચે છે પાંચ, સાચે, હિમકર[1] હિમ આ! ન્હોય: તે તો દહે છે.
જાણ્યું, એ તો રસીલી! કર તવ જ અમી સ્વેદરૂપે[2] ઝરે છે.+૧૧

ગાથા

આ તુજ કર અલબેલી! રેલંતો રેલછેલ રાગ ઉરે
કુમળી પ્રવાળકેરી ડાંખલડીની ઝલે ય હરે.* ૧૨

આરણ્યકા: (સ્પર્શ થતાં) ઓહો, આ મનોરમાના સ્પર્શથી મારા શરીરમાં શું થતું હશે?

વાસવદત્તા: (હડપ ઊભી થઈ) ભગવતી જુઓ બેઠાં બેઠાં. મારાથી તો ખોટૂં નહિ જોયૂં જાય.

સાંકૃત્યાયની: રાજકુમારી! ગંધર્વવિવાહ તો શાસ્ત્રમાં વિહિત છે. જોવા જેવૂં છે; ખોટૂં નથી. માટે અધવચ્ચ રસભંગ કરી જવૂં ઘટતૂં નથી.

(વાસવદત્તા ચાલવા માંડે છે)

ઇંદીવારકા: (આગળ નજર લંબાવતાં) બાસાહેબ જુઓ તો ખરાં. ચિત્રશાળાના બારણામાં પાડા જેવો પડ્યો પડ્યો વસંતક ઘોરે છે!

વાસવદત્તા: (ધારી ને જોઈ) છે તો સો એ સો વસા વસંતક. ત્યારે તો આર્યપુત્ર પણ અહીં હોવા જોઇયે. રહો, એને જગાડિયે ને પૂછિયે. (ઢંઢોળે છે)

વિદૂષક: (ઝબકી ઊઠી આંખો ચોળતો) કેમ મનોરમા! મિત્ર પરવારી નેં આવ્યા કે હજુ નાટક ભજવે છે?

વાસવદત્તા: (ચમકી ખેદ સાથે સ્વગત) શૂં આર્યપુત્ર નાટક ભજવે છે? (પ્રગટ) (अ)મનોરમા ક્યાં છે?×

---

(अ) મૂળ मनोरमा दाणिं कहिं, કલ્પિત પાઠ मणोरमा कहिं ।.

૧ ચંદ્ર. નખમાં ચંદ્રનો આરોપ છે. ૨ પરસેવારૂપે.

+ અલંકાર નિશ્ચયાંત સંદેહ. * અલંકાર વ્યતિરેક.

× અભિધામૂલક ધ્વનિ.

વિદૂષકઃ એમ કેમ કહો છો? માંહ્ય, ચિત્રશાળામાં છે.

મનોરમાઃ (ચમકી સ્વગત) અરેરે! ભટજીએ તો ઓધો બાળ્યો![०] બાસાહેબે કહ્યું કંઇ ને મૂરખો સમજ્યો કંઇ! માર્યાં તો!

વાસવદત્તાઃ (મ્હો મચકોડી) વાહ! મનોરમા! ખેલ તો ઠીક ખેલી, હો.

મનોરમાઃ (ધ્રૂજતી પગે પડી) કૃપા કરો, બા સાહેબ! મારો તલભારે વાંક નથી. હું શું કરૂં? આ ભૂંડા ભટજી મારે મૂળે બેઠા. એમણે મને આંતરી મારી પાસેથી બધાં આભૂષણ પડાવી લીધાં; અને બારણામાં આડા પડી મને રોકી રાખી. મેં બૂમો તો ઘણી એ પાડી. પણ નરઘાંના(अ) નાદમાં મારી પીપૂડી કોણ સાંભળે? §

વાસવદત્તાઃ ચાલ, ઊઠ. હૂં સમજી. આરણ્યકાના મેળાપના નાટકના સૂત્રધાર તો ત્યારે ભટજી જણાય છે.+

વિદૂષકઃ આંહાં. હૂં શો? આરણ્યકા શી? તમે જ જરા વિચારો ને, બાસાહેબ?

વાસવદત્તાઃ જુએ છે શૂં? મનોરમા! બાંધ એને કચકચાવી ને, અને લાવ મારી પાછળ. જોઇયે એનો ખેલ.(आ)

મનોરમાઃ (સ્વગત) મારો જીવ તો તાળવે ટાંગ્યો'તો. હાશ,

---

(अ) મૂળ मुक्खणिग्घोसन्तरिओ, કલ્પિત પાઠ पुक्खरणिग्घोसन्तरिदो.

(आ) મૂળ पेय्खणीअं, કલ્પિત પાઠ पेक्खणअं. કદાચ મૂળ પાઠ अपेक्ख-णीअं (સં. अपेक्षणीयम् ) હોય. વત્સરાજને પગે ઉત્પલમાળાની બેડી આ-ચારરૂપે નાંખી હતી તે અમંગળ વેળાસર દૂર કરવાની રાણીની ચીવટ -અપેક્ષા અભિપ્રેત હોય. અસલ पेक्खणीअं પાઠ પણ આ અર્થમાં નભે; પરંતુ સે પદ તો મૂકી દેવૂં જ પડે.

§ અતિશયોક્તિ. + પરંપરિત રૂપક.

હવે તે હેઠો બેઠો. (વિદૂષકના હાથ બાંધતાં પ્રગટ) લો, લેતા જાઓ, ભટજી, તમારાં કરતવનાં ફળ.

વાસવદત્તા: (ધસમસતી રાજા પાસે જઈ) ખમા આર્યપુત્રને, અલાબલા દૂર થાઓ! (પગમાંથી નીલકમળની માળાની બેડી તોડી નાંખી) માફ કરજો, મનોરમા ધારી ને મેં તમારે પગે ફૂલની બેડી નખાવી તે માટે.

(આરણ્યકા ચમકે છે ને વેગળી ખસી જાય છે)

રાજા: (એકદમ ઊભો થઈ વિદૂષક અને મનોરમા ભણી દૃષ્ટિ ફેરવી સ્વગત) અરે! દેવી ભેદ પામી ગયાં દેખાય છે! (મૂઝવણમાં પડે છે)

સાંકૃત્યાયની: (આમ તેમ નજર ફેરવી (અ) સ્વગત) અહા, આ તો કંઇ ઓર જ ખેલ છે! અમારો અહીં ઊભા રહેવાનો ઘાટ નથી. (ખસી જાય છે)

રાજા: (સ્વગત) આજના રોષનો ડોળ કોઇ ઓર છે. આ પ્રસંગમાં કઇ રીતે દેવીને મનાવવાં? બુદ્ધિ હારી જાય છે. (વિચાર કરી) હાં, આમ કરૂં. (પ્રગટ) દેવી! રોષ વીસારિયે.

વાસવદત્તા: રોષ કેવો,(આ) આર્યપુત્ર!

રાજા: 'રોષ કેવો!' કેમ કહો છો?

શાર્દૂલવિક્રીડિત

ભાળો છો મધુરૂં, તથાપિ તમ આ રાતાં બન્યાં નેન છે.
બોલો મિષ્ટ, પરંતુ ગદ્‌ગદ નર્યાં દીસે વળી વેણુ છે.

---

(अ) મૂળ सस्मितम्, કલ્પિત પાઠ स्वगतम्.

(आ) મૂળ को एत्थ कुविदो, કલ્પિત પાઠ को एत्थ कोवो ।. જુઓ હવે પછીનો શ્લોક મૂળમાં.

શ્વાસે સ્હેલ શૂં લો તમે, તદપિ[1] આ છાતી ક્યમે ઊછળે.
યત્નો સ્પષ્ટ છતાં છતો થઈ જતો આ કોપ કો ના કળે?* ૧૩

(અ)રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે.

વાસવદત્તાઃ (પૂંઠે ઊભેલી આરણ્યકાને) જો, અલી આરણ્યકા, ખોજી જાણી તને આર્યપુત્ર 'રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે' કહે છે.[2] આઘી ખસી ગઈ છે તે, જા, ભરા એમની સોડમાં. (હાથ ઝાલી ને ઢસડે છે)

આરણ્યકાઃ (શિયાવિયા બની જઈ) હેં! હેં! હૂં કંઇ નથી જાણુતી.

વાસવદત્તાઃ ખરૂંસ્તો! તૂં (આ) આરણ્યકા[3] શાની જાણે?× ફિકર નહિ. હવણાં જાણીશ. લે, ચાલ, એને એ બાંધ, ઇંદીવરિકા!

(ઇંદીવરિકા આરણ્યકાને બાંધી કેદ કરે છે)

વિદૂષકઃ વ્હેમ શિદ ખાઓ છો, બાસાહેબ? આ તો ખોટે-ખોટો ખેલ છે; ને તે પણ મિત્રે પોતે આવી ને ભજવ્યો, તે તમને કૌમુદીમહોચ્છવમાં આનંદ ઊપજાવવાના લોભથી જ.

વાસવદત્તાઃ આ તમારાં ઊંડાળાંગૂંડાળા' વિચારૂં છૂં ને મને હસવૂં આવે છે.

રાજાઃ દેવી! તમે બીજૂં મનમાં ન આણો. અમે ખરૂં જ કહિયે છિયે.

---

(અ) મૂળમાં અહીં (पादयोर् निपत्य) એટલૂં વધારે છે; તેમ प्रिये શબ્દ છે નહિ. (આ) મૂળ कहं ण आणासि।, કલ્પિત પાઠ कहं णु जाणासि।.

૧ તો પણ. ૨ આરણ્યકાએ વાસવદત્તાનો વેષ લીધો હતો. વાસવદત્તા તરીકે હાથ લબાવતાં તેણે જે આનાકાની કરી હતી, તેને અનુલક્ષીને મર્મમાં રાણી અહીં કોપનો આરોપ કરે છે. ૩ જંગલમાં રહેનારી, અર્થાત્ ભોળી; એવો ધ્વનિ છે.

* અલંકાર અનુમાન. × અલંકાર પરિકરાંકુર.

શાર્દૂલવિક્રીડિત

શાને આસ્યશશી[1] કલંકિત કરો ભ્રૂભંગથી[2] વ્યર્થ હા?
ઓઠે ફોગટ બંધુજીવ[3] સરિખો શે ફર્ફડાવો હહા?
કંપંતા કુચભારથી હરિ[4] સમી પીડો કટી(અ) કાં વૃથા?
કીજે મ્હેર; વિનોદ માટ તમ હૂં ખાંતે રમ્યો ખેલ આ.§ ૧૪

રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે. (પગે પડે છે)

**વાસવદત્તાઃ** અલીઓ, ચાલો, ખેલ રમાઈ રહ્યો. અંદર જઈયે.

(પરિજન સાથે વિદૂષક અને આરણ્યકાને લેઈ ચાલી જાય છે)

**રાજાઃ** દેવીએ રીઝ ન ધરી તે ન જ ધરી; ને એ ચાલ્યાં ગયાં પ્રિયાને લેઈ ને. અફસોસ!

શાર્દૂલવિક્રીડિત

મોતૈયા[5] થઈ એકનાં દ્ર્ય[6] ભવાં રોષે વળ્યાં એવડાં;
ત્રાસે લોલ[7] મૃગી સમાં અવરનાં નેત્રો બન્યાં બાવરાં;
દેવી ને દયિતાનૂં એવૂં મુખડૂં ભાગૂં ભયે ભારી ને;
ચિંતાએ અતિ અંતરે કંઇ કંઇ થાયે, ન વેઠાય મેં.+૧૫

હવે તો શયનગૃહમાં જઈ એકાંતમાં, દેવીને મનાવવાનો ઉપાય જડે તો શોધી કાઢૂં.°

(રાજા જાય છે)

---

(અ) મૂળ पुनः खिद्यते, કલ્પિત પાઠ कथं खिद्यते.
૧ મુખરૂપી ચંદ્ર. ૨ ભવાં મરોડવાં તે. ૩ બપોરિયૂં. ૪ સિંહ.
૫ પરસેવાનાં મોતી જેવાં ટીપાં. ૬ બે. ૭ ચંચળ; અસ્થિર.
§ રૂપક અને ઉપમા. + અલંકાર યથાસંખ્ય ને કાવ્યલિંગ.

# વિષ્કંભક ૨

એક તરફથી મનોરમા પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર

**મનોરમાઃ** (ચિંતાતુર ચ્હેરે) બાસાહેબનૂં રૂસણું તો, પ્રભુ, તોબા. (अ) આટલા વખતથી સખી કેદમાં સડે છે, છતાં હજુ એ એમનૂં મન કૂણૂં થતૂં નથી. (આંસૂ સાથે) એ બિચારી કેદનાં કષ્ટને તો લેખવતી નથી. પરંતુ મહારાજનાં દરસન દોહલાં થયાં છે તે જ એને સાલે છે. આજે એ વિરહદુઃખની મારી ફાંસો ખાતી હતી. પણ સવેળા હૂં જઈ પ્હોચી અને એના હાથ ઝાલ્યા. હકીકત ભટજીને કહી આવી છૂં, તેથી એ મહારાજને કાને પ્હોચ્યા વિના નહિ રહે.*

(એવે બીજી તરફથી કાંચનમાલા પ્રવેશ કરે છે)

**કાંચનમાલાઃ** શોધી શોધીને થાકી પણ ભગવતી સાંકૃત્યાયનીનો પત્તો લાગ્યો નહિ. લાવ, આ(आ) મનોરમાને પૂછૂં. (પાસે જઈ) અલી મનોરમા! ભગવતી સાંકૃત્યાયની તેં કહીં દીઠાં કે?

**મનોરમાઃ** (આડૂં જોઈ આંસૂ લ્હોઈ નાંખી) (इ) કેમ, તારે તેમનૂં શૂં કામ છે, બ્હેન?

**કાંચનમાલાઃ** બહેન! આજે માજીસાહેબ અંગારવતીનો કાગળ આવ્યો છે. તે વાંચતાં જ આંખમાં ઝળઝળિયાંની સાથે બાસાહેબની છાતી ભરાઈ આવી છે, અને એવો ડૂમો બાઝ્યો છે કે તે

---

(अ) મૂળમાં कह વધારે છે. (आ) મૂળમાં त्ति વધારે છે (इ) મૂળમાં અહીં हिह्ना । વધારે છે.

* વિષાદ, ચિંતા વગેરે ભાવનૂં શાબલ્ય.

ક્યમે શમતો નથી. તે ભગવતી આવે તો શમે. એટલા માટે એમને હું શોધું છું.

**મનોરમા:** બહેન! એવું તે શું કાગળમાં લખ્યું છે?

**કાંચનમાલા:** અરે, એમાં તો એમ લખ્યું છે, કે 'તારા માસા દઢવર્મા બાર મહિના થયાં કલિંગરાજનું કેદખાનું સેવે છે! એ ભૂંડા સમાચાર કાને પ્હોચે અને(अ) તારા સમર્થ પતિ ત્રાહિતની પેઠે બેસી રહે, એ ઠીક નહિ. (आ)માસીમાસા માબાપને ઠેકાણે, એ પણ શું તને શીખવવું પડશે?'×

**મનોરમા:** સખી કાંચનમાલા! (इ) મહારાજનો સખત હુકમ છે, કે કોઇએ આ વાત, ખબરદાર, દેવીને કાને જવા દેવી નહિ. તે છતાં પણ કોણે વારૂ એ કાગળ બાસાહેબને વાંચી સંભળાવ્યો?

**કાંચનમાલા:** બાસાહેબે કાગળ મારા હાથમાં મૂક્યો ને કહ્યું, વાંચ. હું નજર ફેરવી જઈ મનથી ખંચાઈ ને ઊભી. એટલે બાસાહેબે તે મારા હાથમાંથી ઝૂંટાવી લીધો ને પોતે વાંચ્યો!

**મનોરમા:** અલી, જા, ભગવતી અતરપગલે મહેલની ટોચના દંતમંદિરે ગયાં છે. જો, બાસાહેબની હજુરમાં જ હશે એ.

**કાંચનમાલા:** સખી! ત્યારે હું જાઊં છું.

(જાય છે)

**મનોરમા:** (ફિકર કરતી) આરણ્યકાને એકલી મેલી ને નીકળ્યે મને બહુ વાર થઈ. એ બિચારી જીવતરથી છેક કંટાળી ગઈ છે. રખેને એ કંઇક અનરથ કરી બેસે. માટે વ્હેલી વ્હેલી જાઊં.

(મનોરમા જાય છે)

---

(अ) મૂળમાં समीवङ्किदस्स વધારે છે. (आ) મૂળ तादो दे ता, કલ્પિત પાઠ तादो देत्ति. (इ) મૂળ जदा दाव, કલ્પિત પાઠ जदो दाव.

× અમર્ષ અને ઉગ્રતા સંચારી.

# અંક ૪

પરિજન સાથે ચિંતાગ્રસ્ત[1] વાસવદત્તા અને સાંકૃત્યાયની પ્રવેશ કરે છે. સ્થળ અંતઃપુર

**સાંકૃત્યાયનીઃ** રાજપુત્રી! શોચ માં કરો. હું કહું છું, કે વત્સરાજ એવા નથી. તમારા માસાના આવા ભૂંડા હાલ થયા જાણે ને એ નિશ્ચિત બેસી રહે, તે બને જ નહિ.

**વાસવદત્તાઃ** (આંખમાં ઝળઝળિયાં સાથે) ભગવતી તો ભલાં છો.§ જેને મારી ગણના નહિ, તેને મારાની શી ગણના હોય? માજીએ મને લખવું જોઇયે ને લખ્યું. પણ એ બિચારાં જાણતાં નથી, કે જેનો પડતો બોલ ઝીલી લેવાતો તે વાસવદત્તા આજ હું નથી. એ તો ઠીક, પણ હું સમઝતી નથી કે આરણ્યકાનો પ્રસંગ નજરે જોઈ કરી તમે કેમ આમ કહેતાં હશો?

**સાંકૃત્યાયનીઃ** મેં સૌ મારી નજરે જોયું છે તેથી તો કહૂં છું, કે કૌમુદીમહોત્સવની રાતે એ ખેલ જ ખેલેલા અને તે માત્ર તમને હસાવવાને.

**વાસવદત્તાઃ** ભગવતી ખરૂં જ બોલ્યાં. એમણે ખરેખર મને હસાવી, ને તે એવી હસાવી, કે અંતરમાં લાજી મરૂં છૂં; ને ભગવતીને મ્હો દેખાડૂં છૂં તે પણ મારા મનને પૂછ્યૂં જોઇયે છે. એમની

---

૧ ફિકરમાં પડેલી.

§ નિર્વેદ, ગ્લાનિ, અસૂયા વગેરે ભાવનું શાબલ્ય.

વાત જ જવા દો. હું એમની થઈ, તેના પરિણામે જ મારે આ દશા જોવા વારો આવ્યો. (રડે છે)

સાંકૃત્યાયની: રાજપુત્રી! રડો નહિ. વત્સરાજ એવા નથી. અહો! આ આવ્યા એ. તેઓ તમને મનાવશે અને તમે મનાશો.

વાસવદત્તા: મનના મનોરથ બોલે છે એ, ભગવતી નથી બોલતાં.

(એવે રાજા વિદૂષક સાથે પ્રવેશ કરે છે)

રાજા: હવે કરવું શું? એને, મિત્ર, શી રીતે છોડાવવી?

વિદૂષક: એ હું તમને કહું. મિત્ર, તમે તેની ચિંતા મનમાંથી કાઢી નાંખો.+

રાજા: (હરખાતો) વાહવા! મિત્ર! કહે, કહે શી રીતે છોડાવવી તે.

વિદૂષક: તમારું બાહુબળ વિશાળ છે. એની કસોટી અનેક કટાકટીના યુદ્ધોમાં નીકળી ચૂકી છે. વળી તમારી સેના પણ અપાર છે. એના હયદળ અને પાયદળ આગળ ભલભલા દાંતે તરણાં લે છે. તો તમે કડીધીમ કડીધીમ કરતું એ કટક લેઈ ને ચડો, ઘેરી લો રણવાસને અને કરો હલ્લો; એટલે ઘડીના છટ્ઠા ભાગમાં આરણ્યકા છૂટી જાણો.

રાજા: બને નહિ, મિત્ર! તું કહે છે તે અશકય છે.

વિદૂષક: કેમ ન બને? રણવાસમાં ખૂંધિયાં, બૂઢિયાં અને વામણાં સિવાય મરદ નામે સમ ખાવાને કોઈ છે નહિ.

રાજા: (મ્હો મચકોડી) તારે ને અક્કલને સો ગાઉનું છેટું છે! બસ કર. યદ્વાતદ્વા શું બોલે છે? દેવીની જ છોડી છૂટે એ; ને તે બને કયારે કે દેવી મનાવાય ત્યારે. બીજો એકે એને છોડાવવાનો

---

+ હાસ નર્મ.

ઉપાય નથી. માટે જો સૂઝે, તો કહે કે દેવી શી રીતે પ્રસન્ન થાય?

વિદૂષકઃ લો ત્યારે, [૧]नमो देव्यै नमो देव्यै नमो देव्यै नमो नमः। એમ અખંડ જાપ જપી મુઠીમાં જીવ રાખી કરો મહિનાના કડાકા; એટલે તડાકામાં દેવી પ્રસન્ન થશે.

રાજાઃ જા રે જા, મૂર્ખા, તને કડાકા મારવાનું સૂઝે છે, અને મને જે થાય છે તે તો મારા મનને પૂછ્યું જોઇયે છે. (અ)હવે ત્યારે શું કરૂં, તો દેવી પ્રસન્ન થાય? મન સાથે જ વિચારૂં.

શાર્દૂલવિક્રીડિત

રાખી મ્હો હસતું ભરી ભુજ કરૂં કોટી ધરી ધૃષ્ટતા[૨]?
પેરે પૂરણ રીઝવું મુખ થકી વેણો વદી મિષ્ટ વા?
જોડી અંજલિ[૩] કે ધરૂં જ શિર શું દેવીતણા પાયમાં?
ના જાણું કરવું શું, જેહ વિધિએ વામા મનાવાય આ?* ૧

અસ્તુ (વિદૂષક પ્રતિ) ચાલ, મિત્ર, દેવીને મ્હેલે જઇયે.

વિદૂષકઃ જાઓ તમે. હું તો નહિ આવું. મહા મુશ્કેલીથી હવણાં જ જ્યાંત્યાં બંધનથી હું છૂટવા પામ્યો છું.

રાજાઃ (હસતો હસતો વિદૂષકને ડોકે ઝાલી) ચાલ, ચાલ, મૂર્ખા, આવવું પડશે. (કેટલુંક અંતર વટાવ્યા બાદ) ટોચના દંતમંદિરે દેવી તો બિરાજતાં જણાય છે. ચાલો, ત્યાં જઇયે.

(રાજા મનથી સંકોચાતો વિદૂષક સાથે અંદર દાખલ થાય છે. વાસવદત્તા ચિંતામાં બૂડેલી આસનથી ઊભી થાય છે)

---

(અ) મૂળમાં कथय વધારે છે.

૧ सप्तशती કિંવા ચંડીપાઠની नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमो नमः। એ પ્રસિદ્ધ પંક્તિનું અનુકરણ. ૨ ધીટપણું, નિર્લજ્જપણું

૩ હાથનો સંપુટ.

* અલંકાર અર્થાન્તરન્યાસ.

રાજા:

વસંતતિલકા

થાઓ ઊભાં ભડપ કાંય ? રહો રહો. એ
કષ્ટી કટી ન ઊઠવૂં મુજ માટ હોયે.
ઇચ્છૂં તમારી અમીંદષ્ટિ હૂં અંતરે જે,
શર્માવવો નવ ઘટે અતિ આદરે તે.× ૨

વાસવદત્તા: (મ્હો સામૂં ધારી ને જોઈ) આર્યપુત્ર કંઇક મનમાં ગૂંચવાતા જણાઓ છો.

રાજા: સાચૂં કહો છો, પ્રિયે! અપરાધી ઠરી ચૂકી તમને મનાવવા આવ્યો છૂં, તેની ગૂંચવણી થાય છે.

સાંકૃત્યાયની: મહારાજ આસને બિરાજિયે.

રાજા: અહીં બિરાજિયે, દેવી.

(વાસવદત્તા આસને ન બેસતાં ભોંય બેસે છે)

રાજા: (સ્વગત) હહા! દેવી ભોંય બેઠાં. તો હૂં પણ ભોંય જ બેસૂં. (ભૂમિ ઉપર બેસી હાથ જોડી) પ્રિયે! રીઝ ધરિયે. શા માટે આટલો ઊંડો રોષ રાખી રહ્યાં છો? હૂં હાથ જોડૂં છૂં.

શાર્દૂલવિક્રીડિત

મર્ડો માનિની! ના તમે ભમર ને ઢાળો રહ્યાં આંસુડાં.
થર્ડો ના ફફડાટથી અધર ને નિઃશ્વાસ મૂકો વડા.
(अ)રાખો એ નવ મૌન ને મુખલડૂં° નામો ઝૂડી સોસમાં.[૧]
સાંખ્યો જાય ન ગૂઢ ઘાવ સરિખો ઊંડો મહા રોષ આ.§ ૩

(अ) મૂળ वाचं नापि ददासि, કલ્પિત પાઠ वाचं चापि ददासि.

૧ અહીં ચિંતા વિશે માનની ભ્રાંતિ છે.

× અલંકાર કાવ્યલિંગ. § વિશેષોક્તિપોષિત અનુમાન અલંકાર.

રીઝ ધરિયે, પ્રિયે, રીઝ ધરિયે, (પગે પડે છે)

**વાસવદત્તાઃ** હું મારા દુઃખમાં મરીને રહી છું, તેને શિદ સંતાપો છો? સુખિયા જીવને બધા એ ફંદ સૂઝે છે. ઊઠો કોણ રોષે ભરાયું છે?

**સાંકૃત્યાયનીઃ** ઊઠો, મહારાજ. રહેવા દો આ અંધારે પાંચશેરી કૂટવી.° દેવીનું મન જે ઊંચૂ છે, તેનું કારણ તો જૂદું છે.

**રાજાઃ** હેં! ભગવતી, તે શું છે?

(સાંકૃત્યાયની રાજાના કાનમાં કંઇક કહે છે)

**રાજાઃ** (હસી પડી) ઓહો, એ જ કની? ત્યારે તો, પ્રિયા જીવ બાળો માં. (अ) મારા મનમાં એમ હતું કે કામ સિદ્ધ થયે તમને (आ)વધામણી ખાવી; ને તેથી જ મેં તમને વાત કરી ન હતી. બાકી પૂજ્ય દઢવર્મા સંકટમાં છતાં હું હાથપગ જોડી ને બેસી રહું જ કેમ? મોકલેલી સવારીના આવા સમાચાર તો કંઇ દિવસના આવી ગયા છે.

વસંતતિલકા

મોડી મદે મળતિયા, સર દેશ સર્વ
વેગે કરી, હરી પ્રતાપ, ઊતારી ગર્વ,
વાધ્યો રણે વિજયસેન; ન તાપ માયો;
ભાગ્યો કલિંગ જીવ લૈ; ગઢમાં ભરાયો.+ ૪

આ જોતાં હું એમ ધારૂં છું, કે

સ્રગ્ધરા

હાવાં લીધો હશે, કે રગડી ઝગડી ને વીર એ દુર્ગ[1] લેશે;
બંધાયો વા મરાયો રિપુ[2] પણ સુણશું, ફેર ના મીનમેષે;

---

(अ) મૂળ मयापि ज्ञातं, કલ્પિત પાઠ मया तु. (आ) મૂળમાં वर्धयिष्यामि ની પૂર્વે दिष्ट्या વધારે છે.

૧ કિલ્લો. ૨ દુશ્મન.

+ ઉત્સાહ સ્થાયી ભાવ.

(अ)કાંકે ખૂટી પડ્યું છે ખડ, છત જળ ને અન્નફેરી મટી છે,
વ્હારે ફ્રીટી તૂટી છે, મરીં ખરીં અગ્નિની ફોજ ગાઢી ઘટી છે.* ૫

સાંકૃત્યાયનીઃ જોયું, રાજકુમારી? હું પહેલાંથી જ ન હતી કહેતી, કે વત્સરાજ જંપે નહિઃ એમણે ચાંપતાં પગલાં ભર્યાં જ હશે?

વાસવદત્તાઃ એમ છે, ત્યારે તો આનંદની વાત.

પ્રતીહારીઃ (એકાએક પ્રવેશ કરી) જય જય પૃથ્વીનાથ. મહારાજા દઢવર્માના કંચુકી સાથે સેનાપતિ વિજયસેન દેવડીએ ઊભા છે. તેઓ કંઇ વધામણી લાવ્યા છે. એમનાં વિકાસ પામેલાં નેત્રમાં આનંદ માતો નથી.

વાસવદત્તાઃ (મલકતે મુખે) ભગવતી કહેતાં હતાં કે આર્યપુત્ર મનાવશે, તે જ થયું. મનાવી મને આર્યપુત્રે, એમ મારૂં મન કહે છે.

સાંકૃત્યાયનીઃ હૂં શિદ કંઇ કહૂં? હૂં તો વત્સરાજની વગિયણ છૂં.

રાજાઃ વ્હેલા આવવા દે એમને.

પ્રતીહારીઃ હુકમ, પૃથ્વીનાથ.

(પ્રતીહારી જાય છે; અને વિજયસેન કંચુકી વિનયવસુ સાથે પ્રવેશ કરે છે)

વિજયસેનઃ અહા! આજે મહારાજનાં ચરણારવિંદનાં દર્શન થનાર છે, તેથી રોમે રોમે આનંદ ઉભરાય છે!

કંચુકીઃ સત્ય છે, વિજયસેનજી, તમે કહો છો તેમાં લગારે ફેર નથી. જુઓ,

---

(अ) મૂળ निर्दिष्टाक्रान्तमन्दं प्रतिदिनविरमद्वीरदासेरवृत्तं सध्वंसं शीर्यमाण, કલ્પિત પાઠ निष्पिष्टाक्रन्दमन्दं प्रतिदिनविरमद्वीवधासारवृत्तं सद्यः संशीर्यमाण.

* અલંકાર અનુમાન.

ગાથા

સ્વામીને મળવાનો ઉરમાં આનંદ માય નવ આમે;
પછી પૂછવું શૂં દુશ્મન દળી વળી જય પરમ જામ્યે? × ૬

બંનેઃ (હજૂરમાં પ્હોચતાં) જય જય પૃથ્વીનાથ.

(રાજા બંનેને ભેટી ને મળે છે)

કંચુકીઃ દેવ! વધામણી.

ગાથા

પામી પૃથ્વીપતિની આજ્ઞા હીણા કલિંગને હણી ને
સ્વામી અમ થિર થાપ્યા રાજ્યે વિજયી વિજયસેને. ૭

વાસવદત્તાઃ ભગવતી! આમને તો તમે ઓળખ્યા હશે.

સાંકૃત્યાયનીઃ કેમ ન ઓળખૂં? જેમના હાથમાં તમારાં માસીબાએ વત્સરાજને પરણાવવા પ્રાણસમાન વ્હાલી કુંવરી સોંપી હતી, તે જ એ કંચુકી વિનયવસુ.

રાજાઃ સાબાશ, વિજયસેન! તમને જે મહાન કાર્ય સોંપ્યૂં હતૂં, તે તમે મનમાનતી રીતે પાર પાડયું. ધન્ય છે તમને.

(વિજયસેન રાજાના પગમાં માથૂં નમાવે છે)

રાજાઃ દેવી! રૂડા ભાગ્યે પૂજ્ય પુનઃ રાજ્યારૂઢ થયા, તે માટે તમને અભિનંદન આપૂં છૂં.

વાસવદત્તાઃ (હર્ષ સાથે) આર્યપુત્રનો જ એ અનુગ્રહ છે.

વિદૂષકઃ આવા રૂડા અવસરે રાજ્યનો વહિવટ છે, કે (રાજાના સામી આંગળી કરી વીણા વગાડવાના ડોળથી) ગુરુનૂં પૂજન કરવૂં, (પોતાના જનોઈએ હાથ અડકાડી) બ્રાહ્મણનો સત્કાર કરવો અને (હાથપગનાં ડસકલાંના ભાવથી આરણ્યકાની સ્મૃતિ આપી) બંદીવાનના બંધ છોડાવવા. (અ)

---

(અ) મૂળ मोक्खोत्ति,' કલ્પિત પાઠ मोक्खो अ.

× અલંકાર કાવ્યાર્થાપત્તિ.

રાજા: (અ)(અલગ હાથની ચપટી વગાડી) વાહવા! મિત્ર! ઠીક યોગ સાધ્યો.

વિદૂષક: કેમ કંઇ બોલતાં નથી, બાસાહેબ?

વાસવદત્તા: (સાંકૃત્યાયની સામૂં જોઈ ઓઠમાં હસતી) છોડાવી. જોયૂં કની? આ લુચ્ચાના સરદારે આરણ્યકાને છોડાવી.

સાંકૃત્યાયની: એ બિચારી એકલીને જ પૂરી રાખવાનો અર્થ પણ નથી[1].

વાસવદત્તા: ભલે, ભગવતીને માન્ય તે મને પણ માન્ય છે.

સાંકૃત્યાયની: તો હૂં જ આ જાઉં ને એને છોડાવૂં[2].

(જાય છે)

કંચુકી: મહારાજ દઢવર્માએ વિશેષમાં કહાવ્યૂં છે, કે 'પ્રતિષ્ઠા મેળવવાની મારી ઉત્કંઠા જે બર આવી, તે કહેવૂં જોઇયે કે તમારા જ પ્રતાપથી. માટે આ પ્રાણ છે તે તમારા માનશો, અને તેનૂં જે ચ્હાઓ તે કરવા પોતે સ્વતંત્ર સમજશો.–'

(રાજા શરમના સંકોચથી નીચૂં જુએ છે)

વિજયસેન: દેવ! દઢવર્માનો તમારા ઉપર જે પ્રેમ છે, તે જીભે કહ્યો જાય એવો નથી.

કંચુકી: 'કૂંવરી પ્રિયદર્શના (આ) હૂં વચનથી તમને આપી ચૂકયો હતો, તે ગૂમ થયાથી નિર્ધારેલો સંબંધ ન થયો તે મારા મનને

---

(અ) મૂળમાં અહીં वासवदत्ताम् વધારે છે. (આ) મૂળ प्रियदर्शिकायाः, કલ્પિત પાઠ प्रियदर्शनायाः.

૧ મતલબ કે વત્સરાજના રાજ્યમાં કોઇ બંદીવાન જ નથી, એવી પ્રજા ન્યાયી છે. કેદી જોઇયે તો એક આરણ્યકા જ છે. એને નહિ છોડો, તો કેદી કયા છોડશો? ને એને બંધનમાં રાખશો તો કેદી છોડયા કયાંથી કહેવાશે?

૨ ઝેર પી ને આપઘાત કરવાનો અવકાશ આપવા કવિ પ્રિયદર્શનાનો સાંકૃત્યાયનીને હાથે છૂટકારો કરાવે છે.

ખટકે છે. પણ ચિરંજીવી વાસવદત્તાને તમે વર્યા છો, તેથી તે સૌ વીસારે નાંખૂં છૂં.'

વાસવદત્તાઃ (આંસૂ સાથે) હેં, આર્ય કંચુકી, પ્રિયદર્શના ગૂમ થઇ? તમે શૂં કહો છો?

કંચુકીઃ રાજપુત્રી! દુષ્ટ કલિંગરાજ ચડી આવતાં રણવાસના રખવાળોમાં ભયથી ભાગાભાગ થઈ, તે વેળાએ (अ) અહીં રહેવૂં સલામતી ભરેલૂં નથી એવૂં વિચારી (आ) બાસાહેબની આજ્ઞાથી હૂં કુંવરી પ્રિયદર્શનાને લઈ ને નીકળ્યો. માર્ગમાં મળતિયા વિંધ્યકેતુને ત્યાં કુંવરીને રાખી ને હૂં અગસ્ત્યતીર્થે સ્નાન કરવા ગયો. મારા મનમાં એમ હતૂં કે વત્સરાજને ત્યાં હવે એને પ્હોચતી કરીશ. પરંતુ ન્હાઈ ને આવી જોઊં છૂં, તો ગામ ઉજ્જડ થયૂં હતૂં અને વિંધ્યકેતુ કપાઈ મુઓ હતો.

(રાજા વિજયસેન સામો આંખનો અણસારો કરે છે) (इ)

કંચુકીઃ પછી મેં ત્યાં કૂંવરીને ઘણી એ ખોળી, પણ તે જડી નહિ. તે ઘડીથી માંડી ને આજ દિન સુધી, એ કયાં ગઈ ને એનૂં શૂં થયૂં તેનો પત્તો નથી.

મનોરમાઃ (ધસમસી પ્રવેશ કરી) અરે મોતના મ્હોમાં છે આ—

વાસવદત્તાઃ (ફાળ પડવા સાથે)—કોણ, મારી પ્રિયદર્શના? તૂં એની ખબર જાણે છે?

---

(अ) મૂળમાં दिष्टया दृष्टां વધારે છે. (आ) મૂળ इति तामहं गृहीत्वा . . . प्रस्थितः । ततः संचिन्त्य तां . . . निक्षिप्य निर्गतोऽस्मि, કલ્પિત પાઠ इति संचिन्त्य तामहं गृहीत्वा . . . . . . प्रस्थितः। ततस्तां . . . . . . निक्षिप्यागस्त्यतीर्थे स्नानाय निर्गतोस्मि ।. (इ) મૂળ राजा सस्मितम् । विजयसेन किं कथयसि ।, કલ્પિત પાઠ राजा विजयसेनं विलोकयति ।.

મનોરમાઃ એમની તો મને કંઇ એ ખબર નથી, બાસાહેબ. હું તો કહેવા જતી'તી આરણ્યકા વિશે. એ બિચારી મોતના મ્હોમાં છે. એણે મદિરાને નામે ઝેર લાવી પીધૂં છે.[1] એને ઊગારિયે, બાસાહેબ. (રડતી રડતી પગે પડે છે)

વાસવદત્તાઃ (સ્વગત) ગજબ થયો! પ્રિયદર્શનાના દુઃખને હું રોતી હતી, તેમાં વચ્ચે આરણ્યકાએ આ ધડાકો કર્યો! જગત કોઇએ જીતાયૂં નથી; તે કંઇ કંઇ ભૂંડા તર્ક કરશે. આ ટાણે આમ કરૂં. (પ્રગટ ઊતાવળી ઊતાવળી) જા, જા, મનોરમા, એને વ્હેલી અહીં આણ. આર્યપુત્ર[2] ઝેર ઊતારી જાણે છે, તેમની જ કારગત[3] અહીં કામે લાગશે. નાગલોકમાં ગયા હતા, ત્યાંથી એમણે એ વિદ્યા મેળવી છે.+

(મનોરમા જઈ, જેને ઝેર વ્યાપવા માંડયૂં છે
એવી આરણ્યકાને ઊપડાવી લાવે છે)

આરણ્યકાઃ અરે બ્હેન—વાસવદત્તા! આ અંધારામીણ ભોંયરામાં મને શિદ ઊતારો છો?*

મનોરમાઃ (ગભરાઈ જઈ) ઓ મા રે, તારી આંખમાં એ વિખ વ્યાપી ગયૂં? બાસાહેબ, વ્હેલાં કંઇ કરો હો. એને ઝેર વધારે ચડતૂં જાય છે!

વાસવદત્તાઃ (બેઠી હતી ત્યાંથી એકદમ ઊઠી રાજાનો હાથ ઝાલી) ઊઠો, ઊઠો, આર્યપુત્ર, વ્હેલા. બિચારી મરી જાય છે ને?

---

૧ પ્રિયદર્શનાએ કેદખાનામાંથી છૂટી તરત જ ઝેર લાવી ને પીધૂં હશે.

૨ પાતાલગમન અને નાગપ્રસંગ બાબત જુઓ. क. स. सा. । २ । १ । ८० ।, बृ. क. मं. । २ । १ । ५४–६० ।. ૩ કારગત–ક્રિયાકુશળતા, ક્રિયા, ક્રિયાસામર્થ્ય.

+ ત્રાસ, શંકા, મતિ વગેરે ભાવનૂં શાબલ્ય. * મોહ સંચારી.

કંચુકીઃ (તેના તરફ નજર ખેંચાતાં) અરે! કુંવરી પ્રિયદર્શના તો ન હોય? દેખાય છે એના જ જેવી. (ધારી ને જોઈ વાસવદત્તા પ્રતિ) રાજકુમારી! આ કન્યકા કયાંથી આણી છે?

વાસવદત્તાઃ આર્ય! વિંધ્યકેતુના ત્યાંથી એ ડુંગરી રાજાને ઠાર કરી વિજયસેને એને આણી છે. એ વિંધ્યકેતુની દીકરી થાય.

કંચુકીઃ એની દીકરી કેવી? એ જ મેં ગુમાવેલી રાજકુમારી. દૈવે દાટ વાળ્યો! હું પૂરો હીણભાગ્ય! રાજપુત્રી! એ જ તમારી બહેન પ્રિયદર્શના. (अ)

વાસવદત્તાઃ હાય હાય! મારી બહેન—મારી બહેન—ઊગારો, આર્યપુત્ર, ઊગારો—એ—એ—મરી જાય છે. ઓ માડી રે!

રાજાઃ શાંત થાઓ, દેવી! એની ચિકિત્સા કરિયે છિયે. સાંસતાં થાઓ. મનોરમા પૂછ તો, કે આ તું જુએ છે—કોણ બેઠા છે?(आ)[૧] (સ્વગત) અફસોસ,

વસંતતિલકા

ખીલી કળી રસભરી અરવિંદકેરી,[૨]
પીવા ગયો અલિ અમી મધુરી ઘણેરી;
ત્યાં તો પડ્યું હિમ કળી કરમાવનારૂં!
આવે ઉમેદ બર ના, જવ દૈવ[૩] આડું. × ૮

---

(अ) મૂળ प्रियदर्शिका, કલ્પિત પાઠ प्रियदर्शना. (आ) આની પછીનો સ્વગત ભાગ મૂળમાં આ છેલ્લા વાકયની પૂર્વે છે. મેં આ ઉક્તિમાંનો સ્વગત ભાગ અને રાજાની આગામી સ્વગત ઉક્તિ એ બે સાંકળી લીધાં છે.

૧ વિષવેગમાં દૃષ્ટિને જાગૃતિમાં રાખવાની જરૂર છે, તે પૂરતો આ પ્રશ્ન છે; સંમોહ એટલે અંતિમ મૂર્છા અટકાવવાને માટે. ૨ કમળ. ૩ વિધાતા, નસીબ.

× અપ્રસ્તુતપ્રશંસાપોષિત અર્થાન્તરન્યાસ અલંકાર.

મનોરમાઃ બહેન! આ તું જુએ છે–કોણ બેઠા છે? (આંખમાં આંસૂ આણી ઢંઢોળતી) બહેન! બહેન! આ તું જુએ છે–કોણ બેઠા છે?

પ્રિયદર્શનાઃ (ભાંગ્યાતૂટયા શબ્દે) (અ) અઅરેરે, મઅને મા-રાજનાંઆંઆં દરઅસન નથી થઅતાં! (ઢળી પડે છે)

રાજાઃ (આંખમાં આંસૂ સાથે સ્વગત)

શાર્દૂલવિક્રીડિત

એની આંખ મીંચાય, દૃષ્ટિ પણ હા મારી દીસે આંધળી!
એનો કંઠ રૂંધાય, કિંતુ મમ હા બોલી બને ગળૂગળી!
એના પ્રાણ પળે, પરંતુ જડ હા છે માહરી દેહડી!
એ દાખે વિષવેગ°, હું તદપિ હા વેઠું છૂઁ પીડા વડી!§ ૯

વાસવદત્તાઃ (આંખમાં આંસૂ સાથે) ઊઠ બહેન પ્રિયદર્શના! જો, આ મહારાજ બેઠા. હાય હાય! બેશુદ્ધ(આ) થઈ ગઈ એ. મેં અજાણતાં તને દૂભવી, તેથી શું તું નથી બોલતી? માફ કર, બહેન, હું તને ફરી કોઇ કાળે પણ નહિ દૂભવૂં. તું ઊઠ, બેઠી થા. અરે ગોઝારા દૈવ! મેં તારૂં શું બગાડયૂં હતૂં, કે મારી બહેનડીની આ દશા મારે જોવા વારો તેં આણ્યો? (પ્રિયદર્શના ઉપર (इ) ઢળી પડે છે)+

વિદૂષકઃ મિત્ર! કેમ કંઈ દિઙ્મૂઢ બની ગયા છો? તમારી વિદ્યા બતાવો. દુઃખથી આભા બનવાનો આ વખત નથી. ઝપાટા-બંધ ઝેર રગે રગ વ્યાપી જવા માંડયૂં છે.

---

(અ) મૂળમાં जं एदाए, કલ્પિત પાઠ एत्ताहे. (आ) મૂળ वेअणा, કલ્પિત પાઠ चेअणा. (इ) મૂળ प्रियदर्शिकाया उपरि, કલ્પિત પાઠ प्रियदर्शनाया उपरि.

§ અલંકાર અસંગતિ + વિષાદ, દૈન્ય, શોક, મોહ વગેરે ભાવનૂં શાબલ્ય.

રાજા: (અ) (પ્રિયદર્શના સામું જોઈ ચમકી) અફસોસ, તું કહે છે તેમ જ થયું છે. આ બનાવે મને બાવરો કરી દીધો છે.[૧] ફિકર નહિ. હું એને જીવાડું છું. પાણી લાવો, પાણી.[૨]

વિદૂષક: (જઈ પાણી આણી) લો આ પાણી.

(રાજા પ્રિયદર્શના પાસે જઈ તેના ઉપર હાથ રાખી મંત્ર ભણે છે, એટલે ધીરે ધીરે (આ) પ્રિયદર્શના શુદ્ધિમાં આવે છે)

વાસવદત્તા: ધન્ય છે તમને, આર્યપુત્ર! તમે મારી બહેનને જીવાડી.

વિજયસેન: દેવની વિદ્યાએ તો હદ વાળી! શો એનો પ્રભાવ!

કંચુકી: અહો શી નરેંદ્રની નરેંદ્રતા,[૩] શી અદ્દભુત મંત્રશક્તિ! જેને કંઇ એ અસાધ્ય જ નથી!*

પ્રિયદર્શના: (ધીમે ધીમે બેઠી થઈ બગાસાં ખાતી ભાગ્યા-તૂટ્યા શબ્દે) મનોરમાઓ! હું બહુ ઊંઘી.

વિદૂષક: મિત્ર! તમે તમારી વિદ્યા ખરેખરી બતાવી હો!

(પ્રિયદર્શના પ્રેમાતુર દૃષ્ટિથી રાજા સામું જોઈ નિરાશાથી નેત્ર ઢાળી દે છે)

વાસવદત્તા: આર્યપુત્ર! કેમ વારૂ આ આમ કરતી હશે? હજુ એ અવચિન્ન છે ખરાં.

---

(અ) प्रियदर्शिकामालोक्य, કલ્પિત પાઠ प्रियदर्शनामालोक्य. (આ) મૂળ शनैरुत्तिष्ठति, કલ્પિત પાઠ शनैः प्रत्यागच्छति ।.

૧ મંત્રપ્રભાવ બતાવવા જ રાજાનું બાવરાપણું નિરૂપિત છે. છેલ્લા વિષ-વેગમાંથી એ બચી તે મંત્રના પ્રભાવે. ૨ પાણીનો ઉપયોગ આ-ચમન દ્વારા શુદ્ધિને અર્થે હશે. પછી મંત્રનો પ્રયોગ કર્યો હશે. ૩ નરેન્દ્ર—(અ) રાજા; (આ) વિષવૈદ્ય.

* શ્લેષ અલંકાર

રાજા: (અ)

શિખરિણી

પ્રકંપે[1] પીડાયે અતિ ઉર અને સ્વેદ વછૂટે;
શમે ના રોમાંચે; વચન પણ અસ્પષ્ટ ન મટે;
દીસે ઘેને ઘેર્યાં દ્વય નયન; અંગે શિથિલ[2] છે;
હજી પૂરેપૂરૂં વિષ ઊતર્યું એનૂં નહિ હશે![3] × ૧૦

કચુકી: (આ) (પ્રિયદર્શના પ્રતિ) કુંવરી! તમારા તાતના આ કિંકરને ઓળખ્યો કે? (પગે પડે છે)

પ્રિયદર્શના: અહો! આર્ય વિનયવસુ? (આંસૂ સાથે) ઓ બાપ, ઓ માડી રે!

કંચુકી: છાનાં, બા, છાનાં; તમારાં માતપિતા કુશળ છે, અને વત્સરાજના પ્રતાપે રાજ્ય પાછૂં પ્રાપ્ત થયૂં છે.

વાસવદત્તા: (હર્ષના આંસૂ સાથે) આવો, આવો, મારાં ઊઠશીળાં[4] બહેન! હવે તો સગાઇનૂં કંઇક રાખો! (કોટે બાઝી પડી) હવે મને શાતા થઈ.

વિદૂષક: બાસાહેબ તો બહેનને કોટે બાઝી ભેટ્યાં! થયૂં, નિરાંત થઈ! મંત્રવાદીને સરપાવ આપવાનો, તે એમને સાંભર્યો?

વાસવદત્તા: સાંભરે છે. ભૂલી કેમ જાઉં? (રાજાનો હાથ લંબાવરાવવા અણસારો કરે છે)

---

(અ) મૂળમાં सस्मितम् વધારે છે. (આ) મૂળ प्रियदर्शिकां, કલ્પિત प्रियदर्शनां.

૧ ધડકવૂં તે, ઊછળવૂં તે. ૨ ઢીલૂં, લૂલૂંલચ. ૩ અહીં વેપથુ સ્વેદ રોમાંચ સ્વરભંગ અને મૂર્છાત્મક પ્રલય એ સાત્ત્વિક ભાવનૂં નિરૂપણ છે. તે પૈકી વેપથુ સ્વેદ રોમાંચ અને સ્વરભંગ વિષકૃત વિકૃતિશેષ છે. આંખો નીચી ઢાળવી એ વ્રીડાનો અનુભાવ છે, તે અહીં વિષકૃત વિકૃતિરૂપે શંકાની દૃષ્ટિએ જુએ છે. ૪ ઊઠશીળાં–હદપાર શીળાં.
× કાવ્યલિંગ અલંકાર.

વિદૂષકઃ લાવો, મંત્રવાદી, તમારો હાથ. (अ) સરપાવ અપાવું.

(વિદૂષક રાજાનો હાથ ખેંચે છે. તેમાં વાસવદત્તા પ્રિયદર્શનાનો હાથ મૂકવા જાય છે )

રાજાઃ ના, ના. માણુમાણુ હવણાં જ મનાયાં છો –

વાસવદત્તાઃ તાત દદવર્મા પ્રથમથી આપી ચૂક્યા છે, તેની તમે અત્યારે ના કહેનાર કોણ?

વિદૂષકઃ હાં હાં! મિત્ર! મહારાણીનું મ્હો તરછોડાય કે? એમનું વેણ રાખો.

(વાસવદત્તા રાજાનો હાથ લઈ તેમાં (आ) પ્રિયદર્શનાનો હાથ મૂકે છે)

રાજાઃ (હસતે હસતે) દેવી ધણીરણી છો. તમારૂં વેણ પાછૂં ઠેલવા હું અસમર્થ છૂં.

વાસવદત્તાઃ આર્યપુત્ર! બીજૂં એવૂં શૂં કરૂં, કે જેથી તમારૂં મન રીઝે?

રાજાઃ કશી વાતની ન્યૂનતા રહી નથી. (इ)

શાર્દૂલવિક્રીડિત

ફેડી કંટક[1] ઠીક થાપિત થયા પૂજ્યે સ્વરાજ્યે ફરી;
ભારે રૂઠી રહેલ જે, પરમ તે દેવી ય તૂઠયાં વળી;
બે એ વ્હેનની બેલડી બની રહી આ મોતથી ઊગરી;
શૂં માગૂં સુખ? છે રહી ન મનની એકે અધૂરી રળી.§ ૧૧

એટલે આ સૂત્રધારની જે પ્રાર્થના છે તે ફળો!

---

(अ) મૂળમાં भट्टणीए अग्गहत्थं વધારે છે. (आ) મૂળ प्रियदर्शिकाम्, કલ્પિત પાઠ प्रियदर्शनाम्. (इ) મૂળમાં અહીં पद्य વધારે છે.

૧ દુશ્મન.

§ સમુચ્ચય અલંકાર.

સૂત્રધારઃ (પ્રવેશ કરી)

સ્રગ્ધરા

મોંઘા મેઘો મહીમાં[1] સરસ વરસજો; વાધજો પાક ઝાઝો;
ભૂદેવો[2] યજ્ઞયાગો વિધિ સર કરજો; દેવતા તૃપ્ત થાજો;
બંધાઈ બંધુતાની સુજન સુજનમાં ગાંઠ ગાઢી ઘડાજો;
(અ)વાગ્વજ્રો દુર્જનોનાં શમી સઉ સુખિયા હર્ષનાં ગાન ગાજો.+૧૨

(સર્વે જાય છે)

સમાપ્ત

---

(અ) મૂળ ञलेपा;, કલ્પિત પાઠ वज्रकल्पाः.

૧ પૃથ્વી. ૨ બ્રાહ્મણો.

+ મુદ્રા અલંકાર

# પૂરવણી

જ્યાં ० આવાં ચિહ્નો મૂકેલાં છે, તેને લગતી નોંધો એ પૃષ્ઠસંખ્યાની નીચે ક્રમવાર આપી છે.

**પૃષ્ઠ ૧૦૫**

આ સૂત્રધાર શ્રી હર્ષની નાટકશાળાનો અધ્યક્ષ છે. આશ્રયદાતાના સ્વર્ગવાસ પછી कुट्टनीमतना मञ्जरीના આખ્યાન પ્રમાણે એ કાશીમાં જઈ રહ્યો હતો અને શિવમંદિરમાં (ઘણું કરીને કાશીવિશ્વેશ્વરના મંદિરમાં) એણે रत्नावलीના પહેલા અંકનો પ્રયોગ દેવરાષ્ટ્રના રાજકુમાર સમરભટ સમક્ષ કરી બતાવ્યો હતો. જુઓ ખાસ કરીને આર્યા ૮૦૦ અને ૯૪૭. દેવરાષ્ટ્ર=મહારાષ્ટ્ર.

**પૃષ્ઠ ૧૦૬**

૧ આ વાકય કહી આપે છે કે દિગ્વિજય અને રાજ્યાભિષેક પછી આ નાટિકા રચાઈ. એટલે કે ઇ. સ. ૬૧૨ પછી.

૨ नाटिका कॢप्तवृत्ता स्यात् स्त्रीप्राया चतुरङ्किका।
प्रख्यातो धीरललितस्तत्र स्यान्नायको नृपः ॥

स्यादन्तःपुरसंबद्धा संगीतव्यापृताथ वा।
नवानुरागा कन्या च नायिका नृपवंशजा ॥

संप्रवर्तेत नेतास्यां देव्यास्त्रासेन शङ्कितः।
देवी पुनर्भवेज्जेष्ठा प्रगल्भा नृपवंशजा ॥

पदे पदे मानवती तद्वशः संगमो द्वयोः।
वृत्तिः स्यात् कैशिकी स्वल्पविमर्शा संधयः पुनः ॥

सा. द. । ६ । ५३९ ।

૩ સરખાવો म. वी. च.। वश्यवाचः कवेः काव्यं सा च रामाश्रया कथा। लब्धश्च काव्यनिस्यन्दनिष्पेषनिकषो जनः॥

**પૃષ્ઠ ૧૦૭**

કદાચ કંચુકીનું નામ નયવસુ હશે.

**પૃષ્ઠ ૧૧૪**

સતી થવાનો રીવાજ, અને તે આટવિકોમાં.

**પૃષ્ઠ ૧૧૫**

देहली–દેવડી, દેઢી, દોઢી, ડહેલી; ડહેલો, ડહેલું.

**પૃષ્ઠ ૧૧૭**

૧ વરત–उपवास કિંવા नियमोपवास; સવસ્તીવાયણુ–क्षेमप्रदं व्रतोपायनाम्।

૨ नलविलास ( પૃ. ૧૨ )માં पाखण्डचाण्डाल! कौक्कुटिक! तापसच्छद्म। प्रणिधिरसि। એમાંનો कौक्कुटिक બોલ ધ્યાનમાં લેવો. કલ્પિત પાઠની જરૂર નથી. *

**પૃષ્ઠ ૧૧૯**

सुमनाः मालती जातिः ( अ. को. )। श्रीणि जातेः ‘ जाई, चमेली, मोठी श्वेत जाई, पीतवर्ण जाई ’ इति ख्यातायाः।

**પૃષ્ઠ ૧૩૦**

નરા કે નર્યા ?

**પૃષ્ઠ ૧૪૦**

૧ जैसे को तैसे मिले એ તુલસીદાસજીના દુહાના ઉત્તરાર્ધનો કડકો છે. મૂળમાં सरिसा सरिसे हि रज्जन्ति। છે. એ નીચેની ગાથાનો છેવટનો ખંડ છે.

---

* મૂળ कुक्कुटवादं, કલ્પિત પાઠ फुक्कडवाअं—એ પ્રમાણે પાઠનોંધ છેલ્લી આવૃત્તિમાં હતી, તે કાઢી નાંખી છે.

हंसा रज्जन्ति सरे, भमरा रज्जन्ति केअइकुसुमे।
भुअगा अ चन्दणवणे सरिसा सरिसे हि रज्जन्ति॥

૨ ગલ્લાંતલ્લાં કરતા—બ્હીકથી, બોલતાં જ ગલ્લાંતલ્લાં કરવાં કહેવાય કે આવતાં પણ ગલ્લાંતલ્લાં કરવાં કહેવાય? *

**પૃષ્ઠ ૧૪૧**

नर्मगर्भो व्यवहृतिर्नेतुः प्रच्छन्नवर्तिनः।

सा. द.। ६। ४१५।

नर्मगर्भः यथा प्रियदर्शिकायां गर्भाङ्के वत्सराजवेषसुसंगता (? मनोरमा) स्थाने साक्षाद्वत्सराजप्रवेशः। द. रू.। २। ४८।

**પૃષ્ઠ ૧૪૨**

પ્રસ્તુત નાટિકાના બીજા અંકમાં શ્લોક ૬ માં पातालगमनने। નિર્દેશ છે અને અહીં વાસુકિથી વીણાપ્રાપ્તિ કહી છે.

मञ्जरीમાં ઘોષવતી ફણીન્દ્ર (વાસુકિ) નાગે અને सागरમાં વાસુકિ નાગના મોટા ભાઇ વસુનેમિ નાગે આપ્યાનું લખ્યું છે. કિંનર નાગે પોતાની બ્હેન લલિતા ઉદયનને પરણાવ્યાનું પણ मञ्जरीમાં લખ્યું છે, જ્યારે सागर તે વાત ખાઈ જાય છે. सागरના બીજા લંબકના ત્રીજા તરંગના ત્રીજા શ્લોકમાં दत्तां वासुकिना पूर्वम् એવું ઘોષવતીનું વિશેષણ યોજેલ છે.

**પૃષ્ઠ ૧૪૫**

त्रि. श. पु. च.। १०। ११। ४०६।:—

\+ तानौघानुगतश्रव्यं व्यक्तव्यञ्जन धातुकम्।
व्यक्तस्वरं व्यक्तरागं राजा वीणामवादयत्॥

\+ આ પાઠ ભ્રષ્ટ છે, तत्त्वौघानु० જોઇયે.

---

* ગલ્લાંતલ્લાં કરતા-એ અસલ મુદ્રિત પાઠ હતો.

**પૃષ્ઠ ૧૪૯**

ઓધાવૂં–અમૂઝાવૂં; ઓધો–મૂઝવણ; ઓધો બાઢવો–મૂઝવણ વધારવી. ઓધો–ધાસની ગંજી; ઓધો બાળવો (વેર વાળવૂં), વધારે પરિચિત. એ બે પ્રયોગમાં ભ્રમ.

**પૃષ્ઠ ૧૫૧**

ઊંડાળાંગૂંડાળાં–ઊંડળગૂંડળ, શુદ્ધ અને યોગ્ય બોલ કયો?

**પૃષ્ઠ ૧૫૨**

હર્ષ દૈવ અને પુરુષકારના સહકારનો માનનારો છે.

**પૃષ્ઠ ૧૫૮**

'રાતલડી' (રાત્રિ) સાથે સરખાવતાં 'મુખલડૂં' જોઇએ. *

**પૃષ્ઠ ૧૫૯**

'અંધારે પાંચશેરી કૂટવી' એનો મૌલિક અર્થ શો?

**પૃષ્ઠ ૧૬૬**

सप्त विषवेगाः ।

**रोमाञ्चो मुखशोषश्च वैवर्ण्यं चैव वेपथुः ।**
**हिक्का श्वासश्च संमोहः सप्तैते (?ता) विषविक्रियाः ॥**

भगवदज्जुकम् ॥ ३४ ॥

* મુખડલૂં–એ અસલ મુદ્રિત પાઠ હતો.

# પરિશિષ્ટ ૧

बृहत्कथा ઉપરથી રચાયલા कथासरित्सागर। ૨। ૬। ૬૭-૭૨। માં નીચે મુજબ આપેલી बन्धुमतीની કથા પ્રિયદર્શના સાથે મળતી આવે છે.

किं च बन्धुमतीं नाम राजपुत्री भुजार्जिताम् ।
गोपालकेन प्रहितां कन्यां देव्या उपायनम् ॥
तया मञ्जुलिकेत्येवं नाम्नान्येनैव गोपिताम् ।
अपरामिव लावण्यजलधेरुद्गतां श्रियम् ॥
वसन्तकसहायः सन् दृष्ट्वोद्यानलतागृहे ।
गान्धर्वविधिना गुप्तमुपयेमे स भूपतिः ॥
तच्च वासवदत्तास्य ददर्श निभृतं स्थिता ।
प्रचुकोप च बद्ध्वा च सा निनाय वसन्तकम् ॥
ततः प्रव्राजिकां तस्याः सखीं पितृकुलागताम् ।
स सांकृत्यायनीं नाम शरणं शिश्रिये नृपः ॥
सा तां प्रसाद्य महिषीं तया चैव कृताज्ञया ।
ददौ बन्धुमतीं राज्ञे पेशलं हि सतीमनः ॥

ક્ષેમેન્દ્રકૃત बृहत्कथामञ्जरी। ૨ । ૨૭૧–૨૭૪। માં विरचिता- (क. स. सा.। ૨। ६। ६५–६६।) ની અને बन्धुमती (क. स. सा। ૨। ૬। ૬૭–૭૨।) ની વાત ભેળશેળ કરી દીધી છે; અને તે रजनिका તથા विरचिता એવા બેવડા નામથી આપી છે[1].

---

[1] શ્લોક ૨૭૧ માં रजनिका અને શ્લોક ૨૭૩ માં विरचिता છે.

# પરિશિષ્ટ ૨

प्रियदर्शना । ३ । १० । માં વાદ્યકળાના धातु, लय, यति, वाद्य-विधि વગેરે પારિભાષિક શબ્દો વાપર્યા છે. પ્રસ્તુત શ્લોક नागानन्दना પહેલાં અંકમાં પણ આપ્યો છે. એના ઉપર શિવરામકૃત विमर्शिनी ટીકામાં વ્યાખ્યાન સારું આપેલું છે. તે ઉપયોગી ધારી મૂળભૂત શ્લોક સાથે નીચે ઊતારું છું.

व्यक्तिर्व्यञ्जनधातुना दशविधेनाप्यत्र लब्धामुना
विस्पष्टो द्रुतमध्यलम्बितपरिच्छिन्नस्त्रिधायं लयः।
गोपुच्छाप्रमुखाः क्रमेण यतयस्तिस्रोऽपि संवादिता-
स्तत्त्वौघानुगताश्च वाद्यविधयःसम्यक् त्रयो दर्शिताः॥

व्यक्तिर्व्यञ्जनधातुनेत्यादि । व्यक्तिः स्पष्टता । व्यञ्जन-धातुनेति । धातुर्वाद्यवादनविधिः । यदुक्तम् ।

विस्तारः करणश्चैव आविद्धो व्यञ्जनस्तथा ।
चत्वारो धातवो ज्ञेया वादित्रकरणाश्रयाः॥

इति । तत्र व्यञ्जनधातुर्वीणावादनप्रकारः । तथा चोक्तं मुनिना ।

इति दशविधः प्रयोज्यो वीणायां व्यञ्जनो धातुः ।

इति । दशविध्यं[१] चोक्तम् ।

---

१ ? दाशविध्यं.

व्यञ्जनधातोर्द्वयं कलतलनिष्कोटितं तथोन्मृष्टम् ।
रेफोऽवमृष्टपुष्पं निस्वनितं बिन्दुरधरश्च[१] ॥

इति ।

अङ्गुष्ठाभ्यां तु यत् तन्त्रीस्पर्शनं स्यात् कलं तु तत् ।
वामाङ्गुष्ठकमूलेन पीडनं तु तलं स्मृतम् ॥
[२]सव्याङ्गुष्ठप्रहारश्च निष्कोटितमिहोच्यते ।
सव्यप्रदेशिन्याघात [३]उन्मृष्टं परिकीर्तितम् ॥
सर्वाङ्गुलिसमाघातो रेफ इत्युच्यते बुधैः ।
तन्त्रीषु [४]त्रिप्रहारं वा [५]ह्यवमृष्टमिति स्मृतम् ॥
कनिष्ठाङ्गुष्ठसंयुक्तं पुष्पं तु परिकीर्तितम् ।
तलस्थानेऽधरन्यासस्तथा [६]निस्वनितं भवेत् ॥
गुर्वक्षरमयी तन्त्री बिन्दुरित्यभिधीयते ।
कनिष्ठांङ्गुष्ठकाभ्यां तु तन्त्रीभ्यामधरो गतम् ॥

व्याससमासादेषामनुबन्धः सार्वधातुको ज्ञेयः ।
आसारप्रसारविधिना सकलशाखासु सामग्रीमनुभवन् विस्तारः,

---

૧ છાપેલા પાઠ तथोत्कृष्टम् । रेफोऽवमृष्टपुष्पावनुस्वनो. આપેલા પાઠ કલ્પિત છે. ૨ છાપેલા પાઠ सर्वाङ्गुष्ठ. આપેલા પાઠ કલ્પિત છે. ૩ છાપેલા પાઠ उत्कृष्टं છે. આપેલા પાઠ કલ્પિત છે. ૪ છાપેલા પાઠ त्रिप्रकारं છે. આપેલા પાઠ કલ્પિત છે. संगीत रत्नाकरના वाद्याध्यायના શ્લોક ૧૫૮ માં त्रिस्थानकं છે. ૫ છાપેલા પાઠ व्यवमृष्ट० છે. આપેલા પાઠ કલ્પિત છે. ૬ છાપેલા પાઠ न्यासस्तथानुस्वनितं છે. આપેલા પાઠ કલ્પિત છે.

शाखाभेदमात्रविधायी करणः, तदन्योन्यानुरूपमेलनकृदाविद्धः, सर्वस्याप्यस्यमूलभूतो व्यञ्जयति विशेषानिति व्यञ्जनधातुः । दशविधेनापीति । बहुभिरपि धात्ववयवैरहमहमिकयात्र वादिते तत्तत्काले स्वप्राकाश्यं प्रथीक्रियते। अमुना त्रिधा विस्पष्टोऽयं लय इति व्यक्तिमुपगच्छता व्यञ्जनधातुनैव सह लयभेदोऽप्यभिव्यक्तः । नामतोऽपि लयभेदानुदीर्य पुनस्त्रिधेत्युक्तिस्तत्रैव राद्धाविभेदानुगतिव्यञ्जिका । पाणीनां त्रिविधः संयोगो राद्धं विद्धं शय्यागतमिति । एषु व्यवस्थितपाणिप्रयोगाणां लयानां यतीनां च संश्लेषनियमः । तद् यथा

समा यतिर्लयश्चैव द्रुतो यत्र भवेदिह ।
तथैवोपरिपाणिश्च राद्धं वाद्यं तु तद् भवेत् ॥

अवपाणिस्तु यत्र स्यात् प्रयोगो लम्बितो लयः ।
गोपुच्छा च यतिर्वाद्यं तद्धै शय्यागतं भवेत् ॥

स्रोतोगता यतिर्यत्र लयो मध्यस्तथैव च ।
समपाणिप्रयोगश्च विद्धं वाद्यं तु तद् भवेत् ॥

एषु पुनस्तत्त्वौघानुगता इति त्रयो भेदाः । एते सर्वे लयादयः प्रयोगे परस्परपरिस्यूताः । अपिशब्देन व्यञ्जनधातोः परिपूर्णत्वमुक्तम् । द्रुतमध्यलम्बितपरिच्छिन्न इति । लम्बित इति विलम्बित उच्यते । यदुक्तम् ।

तालान्तरालवर्ती यः स कालो लय उच्यते ।
त्रिविधः स च विज्ञेयो द्रुतो मध्यो विलम्बितः ॥

इति । यतिर्विच्छेदः । तदुक्तम् ।

तालच्छन्दोवगतिविधये वाद्यते यो विरामो
वाद्यैर्हीनः श्रवणसुभगो नामतः सा यतिः स्यात् ।

इति ।

लयगानाद् यतिः सम्यक् कथिता दत्तिलादिभिः ।
समा स्रोतोवहा चैव गोपुच्छा चेति सा त्रिधा ॥

इति च । अतो गोपुच्छाप्रमुखा इति पाठो न तु 'गोपुच्छ' इत्यदीर्घान्ततया । तत्त्वौघानुगता इति । अत्रोक्तम् ।

त्रिविधं गीते कार्यं वादित्रं वैणमेव वाद्यज्ञैः ।
तत्त्वं तथाप्यनुगतं ह्योघो वा नैककरणं तत् ॥
लयतालवर्णपदयतिगीत्यक्षरवादकं भवेत् तत्त्वम् ।
गीतं तु यदनुगच्छत्यनुगतमिति तद् भवेद् वाद्यम्॥
आविद्धकरणबहुलं ह्युपर्युपरिपाणिकं द्रुतलयं च ।
अनपेक्षितगीतार्थं वाद्यमथौघो विधातव्यम् ॥

इति । अन्यथाप्येतेषां लक्षणं वर्णयन्ति । इदमेव मुनिमतमिति तदेव विवृतम् । अत्र संख्यानिर्देशेन लब्धा विस्पष्टं संवादिता दर्शिता इति विशेषकथनेन च पूर्णत्वं प्रयोगे जितश्रमत्वं च प्रतिपाद्यते ।

જુઓ વળી संगीतरत्नाकरના वाद्याध्यायના શ્લોક ૧૨૧–૧૨૨, ૧૫૧–૧૫૮, ૧૬૪, ૧૬૮–૧૭૨.

# પરિશિષ્ટ ૩

## હર્ષનાં સુભાષિત

एकं योगनियोजनान्मुकुलितं चक्षुर्द्वितीयं पुनः
पार्वत्या जघनस्थलस्तनतटे सम्भोगभावालसम् ।
अन्यद्दूरविकृष्टचापमदनक्रोधानलोद्दीपितं
शम्भोर्भिन्नरसं समाधिसमये नेत्रत्रयं पातु वः ॥

स. कर्णा. । १ । १४ । ५ ।

धूमव्याकुलदृष्टिरिन्दुकिरणैराह्लादिताक्षी पुनः
पश्यन्ती वरमुत्सुका नतमुखी भूयो ह्रिया ब्रह्मणः ॥
सेर्ष्या पादनखाच्छदर्पणगतां गङ्गां दधाने हरे
स्पर्शादुत्पुलका करग्रहविधौ गौरी शिवायास्तु वः ॥

स. कर्णा.। १ । २३ । ४ ।

पादाग्रे स्थितया मुहुः स्तनभरेणानीतया नम्रतां
शम्भोः सस्पृहलोचनत्रयपथं यान्त्या तदाराधने ।
ह्रीमत्या शिरसीहितः सपुलकस्वेदोद्गमोत्कम्पया
विश्लिष्यन् कुसुमाञ्जलिर्गिरिजया क्षिप्तोन्तरे पातु वः ॥

स. कर्णा. । १ । २३ । ५ ।

शम्भो सत्यमिदं पयोधिमथने लक्ष्म्या वृते केशवे
वैलक्ष्यात् किल कालकूटमशितं पीतं विषं यत्त्वया ।

सत्यं; पार्वति, नास्ति नः सुभगता, साक्षी तथा च स्मरो;
देवेनेति कृतस्मृतिः स्मितमुखी गौरी चिरं पातु वः

स. कर्णा. । १ । २४ । २ ।

## બાણનાં સુભાષિત

निःशङ्क शङ्कर करग्रथिताहिभोग
भोगप्रद प्रदलितामरवैरिवृन्द ।
वृन्दारकार्चित चिताभसिताङ्गराग
रागातिदूर दुरितापहर प्रसीद ॥

स. कर्णा । १ । २१ । १ ।

स्वेच्छारम्यं लुठित्वा पितुरुरसि चिरं भस्मधूलीचिताङ्गो
गङ्गावारिण्यगाधे झटिति हरजटाजूटतो दत्तझम्पः ।
सद्यः सीत्कारकारी जलजडिमरणद्दन्तपङ्क्तिर्गुहो वः
कम्पी पायादयायाज्ज्वलितशिखिशिखे चक्षुषि न्यस्तहस्तः ॥

स. कर्णा. । १ । ३० । १ ।

## મયૂરનાં સુભાષિત

संन्ध्यानांशुकपल्लवेषु तरलं वेणीगुणेषु स्थितं
मन्दं कञ्चुकसन्धिषु स्तनतटोत्सङ्गेषु दीप्तार्चिषम् ।
आलोक्य त्रिपुरावरोधनवधूवर्गस्य धूमध्वजं
हस्तस्रस्तशरासनो विजयते देवो दयार्द्रेक्षणः ॥

स. कर्णा. । १ । १५ । ३ ।

अन्यस्यै सम्प्रतीमं कुरु मदनरिपो स्वाङ्कदानप्रसादं
नाहं सोढुं समर्था शिरसि सुरनदीं नापि सन्ध्यां प्रणन्तुम् ।

इत्युक्त्वा कोपविद्धां विघटयितुमुमामात्मदेहं प्रघृत्तां
रुन्धानः पातु शम्भोः कुचकलसहठस्पर्शकृष्टो भुजो वः॥

स. कर्णा. । १ । २८ । ५ ।

अस्रस्रोतस्तरङ्गभ्रमिषु तरलिता मांसपङ्के लुठन्तः
स्थूलास्थिग्रन्थिभङ्गैर्धवलविसलताग्रासमाकल्पयन्तः ।
मायासिंहस्य शौरेः स्फुरदरुणह्रदम्भोजसंश्लेषभाजः
पायासुर्दैत्यवक्षस्थलकुहरसरोराजहंसा नखा वः ॥

स. कर्णा. । १ । ४१ । ३ ।

शम्भो स्वागतमास्यतामित इतो वामेन पद्मोद्भव
क्रौञ्चारे कुशलं सुखं सुरपते वित्तेश नो दृश्यसे ।
इत्थं स्वप्नगतस्य कैटभरिपोः श्रुत्वा यशोदा गिरः
किं किं बालक जल्पसीत्यनुचितं थूथूकृतं पातु वः ॥

स. कर्णा. । १ । ५३ । १ ।

# પરિશિષ્ટ ૪

## मयूराष्टकम् ।

एषा का प्रस्तुताङ्गी प्रचलितनयना हंसलीला व्रजन्ती
द्वौ हस्तौ कुङ्कुमार्द्रौ कनकविरचिता..... ।
... गता सा बहुकुसुमयुता बद्धवीणा हसन्ती
ताम्बूलं वामहस्ते मदनवशगता गुह्यशालां प्रविष्टा ॥१॥

एषा का भुक्तमुक्ता प्रचलितनयना स्वेदलग्नाङ्गवस्त्रा
प्रत्यूषे याति बाला मृग इव चकिता सर्वतः शङ्कयन्ती ।
केनेदं वक्त्रपद्मं स्फुरदधररसं षट्पदेनेव पीतं
स्वर्गः केनाद्य भुक्तः हरनयनहतो मन्मथः कस्य तुष्टः ॥२॥

एषा का स्तनपीनभारकठिना मध्ये दरिद्रावती
विभ्रान्ता हरिणीव[1] लोलनयना संत्रस्तयूथोद्गता ।
अन्तःस्वेदगजेन्द्रगण्डगलिता संलीलया गच्छति
दृष्ट्वा रूपमिदं प्रियाङ्गगहनं वृद्धोऽपि कामायते ॥३॥

वामेनावेष्टयन्ती प्रविरलकुसुमं केशभारं करेण
प्रभ्रष्टं चोत्तरीयं रतिपतितगुणां मेखलां दक्षिणेन ।
ताम्बूलं चोद्वहन्ती विकसितवदना मुक्तकेशा नरागा
निष्क्रान्ता गुह्यदेशान् मदनवशगता मारुतं प्रार्थयन्ती ॥४॥

---

१ મૂળ પાઠ हरिणी वि.

एषा का नवयौवना शशिमुखी कान्ता पथे[1] गच्छति
निद्राव्याकुलिता विघूर्णनयना संपक्वबिम्बाधरा ।
केशैर्व्याकुलिता नखैर्विदलिता दन्तैश्च खण्डीकृता
केनेयं[2] रतिराक्षसेन रमिता शार्दूलविक्रीडिता ॥५॥

एषा का परिपूर्णचन्द्रवदना गौरीमृगा क्षोभिनी (?)
लीलामत्तगजेन्द्रहंसगमना . . . . . . . . . . . ।
निःश्वासाधरगन्धशीतलमुखी वाचा मृदूल्लासिनी
स श्लाघ्यः पुरुषः स जीवति वरो यस्य प्रिया हीदृशी ॥६॥

एषा का जघनस्थलीसुललिता प्रोन्मत्तकामाधिका
भ्रूभङ्गं कुटिलं त्वनङ्गधनुषः प्रख्यं प्रभाचन्द्रवत् ।
राकाचन्द्रकपोलपङ्कजमुखी क्षामोदरी सुन्दरी
वीणादण्डमिदं विभाति तुलितं[3] वेल्लद्भुजं गच्छति ॥७॥

एषा का रतिहावभावविलसच्चन्द्राननं बिभ्रती
गात्रं चम्पकदामगौरसदृशं पीनस्तनालम्बिता ।
पद्भ्यां संचरति[4] प्रगल्भहरिणी संलीलया स्वेच्छया
किं चैषा गगनाङ्गना भुवि तले संपादिता ब्रह्मणा ॥८॥

આ સૂર્યશતકના કર્તાની કૃતિ ન હોય. કોઇ અર્વાચીન મયૂર-નામધારી જોડકણાં જોડનારની રચના છે. સંસ્કૃત અશુદ્ધ છે. The Sanskrit Poems of Mayuraમાં જે શારદાલિપિની ભોજ-પત્રની હાથપ્રત ઉપરથી આ અષ્ટક છાપવામાં આવ્યું છે તે સત્તરમા શતકમાં લખાઇ સંભવે છે, એમ એક વિદ્વાન 'નાગરી પ્રચારિણી પત્રિકા'માં લખે છે.

---

૧ મૂળ પાઠ पथि. ૨ મૂળ પાઠ केनेदं. ૩ મૂળ પાઠ वेलद्.
૪ મૂળ પાઠ संचरती.

# પરિશિષ્ટ ૫

## ચક્રવર્તિકવિ હર્ષને નામે ચડેલાં સ્તોત્ર *

હર્ષ રાજા ઇતિહાસની અને સાહિત્યની એક ભવ્ય વ્યક્તિ છે. તેઓ પ્રાચીન ભારતના છેલ્લા ચક્રવર્તિ, બાણ મયૂર આદિના સત્કર્તા અને સંસ્કૃતના સારા કવિ હતા. પરંતુ ઇતિહાસ[1] અને आख्यायिका-થા[2] પણ જેટલા તેઓ જાણીતા નથી, તેટલા प्रियदर्शना, नागानन्द અને रत्नावलीથી વિખ્યાત છે. એ ઉપરાંત चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્ર પણ મહારાજા હર્ષની કૃતિ કહેવાય છે.[3] બૌદ્ધ સંસ્કારથી સુ-વાસિત નાટક[4] લખનાર બૌદ્ધ સ્તોત્ર લખે, એ શક્યતાની કોટિની બહાર નથી. પરંતુ चैत्यवन्दन અને सुप्रभात અનંગહર્ષે[5] રચેલાં હશે કે બીજાએ, એ વિચારવા જોગ છે. સૂક્ષ્મ બુદ્ધિને નિર્ણય કરવો સ્હેલ પડે, એટલા માટે એ બે સ્તોત્ર અહીં આપું છું. પહેલું જે चैत्यवन्दन, તે ચીનાઇ લિપિમાં પવિત્ર બૌદ્ધ પુસ્તકો ભેગું હર્ષના નામથી ચીન-માં જળવાઈ રહ્યું છે.[6] એમાં એક ચિત્રરેખા અને તે પછી ચાર

---

* "નવજીવન અને સત્ય", ઑક્ટોબર-નવેમ્બર ૧૯૧૮માં છપાયેલો લેખ. જુઓ પાછળ પૃ. ૫૫.

૧ Smith's Early History of India વગેરે. ૨ બાણભટ્ટકૃત हर्षचरित.
૩ જુઓ ફ્રેંચ ભાષામાં M. Ettinghausen કૃત Harsa Vardhana.
૪ नागानन्द. ૫ रत्नावली । १ ।. અનંગહર્ષના નામે વિખ્યાત રાજા હર્ષ. ૬ આ સ્તોત્ર યુરોપના રશિયામાં છપાયું છે. એનો તરજુમો પણ રશિયાઇ ભાષામાં પ્રસિદ્ધ થયો છે Ettinghausen કૃત Harsa Vardhana માં સંસ્કૃત મૂળ ફરી છાપવામાં આવ્યું છે.

સ્રગ્ધરા છે. ચીનાઇ પ્રતમાં એનું નામ अष्टमहाचैत्यवन्दन છે. એ સ્તોત્ર નીચે મુજબ છે.

जातिं बोधिं प्रवरमतुलं[1] धर्मचक्रं च रम्यं
चैत्यं चाद्यं त्रिभुवनमहितं श्रीमहाप्रातिहार्यम् ।
स्थानं चेदं हिमगिरिनिलयं देवदेवावतारं
वन्देऽहं[2] प्रणमितशिरसा निर्वृता यत्र बुद्धाः ॥१॥

वैशाल्यां धर्मचक्रे सुषिमगिरितटे भीष्मकायोदितीरे
श्रावस्त्या बोधिमूले कुशिनगरवरे लुम्बिनी कापिलाये ।
कौशाम्ब्या स्मेरकोष्ठे मथुरवर पुरे नन्दगोपस्य राष्ट्रे
ये चान्ये शास्तृ चैत्या[3]दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥२॥

कश्मीरे चीनदेशे खषतटयमुने मर्वरे सिंहले वा
लाटोड्रे सिन्धुपौण्ड्रे समततमगधे मेखले[4] कोशले वा ।
नेपाले कामरूपे कलशवरपुरे काञ्चिसौराष्ट्रराष्ट्रे
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥३॥

कैलासे हेमकूटे हिमगिरिनिलये मन्दरे मेरुशृङ्गे
पाताले वैजयन्ते धनपतिनिलये सिद्धगन्धर्वलोके ।
ब्रह्माण्डे[5] विष्णुभूमौ पशुपतिभवने चन्द्रसूर्यादिलोके
ये चान्ये धातुगर्भा दशबलबलिनस्तान् नमस्यामि मूर्ध्ना ॥४॥

---

૧ વૃત્ત જાળવવા કલ્પિત પાઠ प्रवरमतुलितं વાંચવાની જરૂર છે. ૨ અક્ષર ખૂટે છે, તેથી वन्देऽद्याहं પાઠ કલ્પ્યું છું. ૩ दश बलानि दानशीलक्षान्तिवीर्यध्यानशान्तिबलोपायप्रणिधानज्ञानलक्षणानि । ૪ ભૂલ છે; मेकेले પાઠ જોઇયે. ૫ ब्रह्मलोकना અર્થમાં છે.

ये चाष्टौ धातुगर्भा दशबलबलिनः कुम्भसंज्ञाश्च चैत्या
अङ्गाराख्यास्तथान्ये हिमरजतनिभाः स्तूप रत्नप्रकाशाः ।
पाताले ये च भूम्या गिरिशिखरगताः सर्वतो धातुगर्भा
बुद्धानां यानि बिम्बा प्रतिदिनमसकृत् तानि मूर्ध्ना नमामि ॥५॥

આ લઘુ સ્તોત્રના પહેલા શ્લોકમાં બુદ્ધ શાક્યમુનિને તથા બોધિવૃક્ષ ધર્મચક્ર વગેરેને, બીજામાં વૈશાલી સુપિમગિરિ શ્રાવસ્તિ બુદ્ધગયા કુશીનગર કપિલવાસ્તુ કૌશાંબી વગેરે સ્થાનમાંનાં સિદ્ધાર્થ ભગવાનનાં ચૈત્યોને, ત્રીજામાં ભરતખંડ માંહીના તથા બહારના ધાતુગર્ભોને, ચોથામાં મૃત્યુલોક સાથે દેવલોક તથા પાતાલલોકના ધાતુગર્ભોને, અને પાંચમામાં અષ્ટ મહાધાતુગર્ભ કુંભચૈત્ય અંગારસ્તૂપ સર્વગત અન્ય ધાતુગર્ભ તથા બૌદ્ધ પ્રતિમાઓને નમસ્કાર કર્યા છે. આ પાંચ શ્લોકમાં જેને રસ કે ભાવ કહિયે તેનો છાંટો સરખો છે નહિ. પદ્યાત્મક રચના છે તેને લીધે કોઇ કવિતા કહે તો ભલે; બાકી કવિતાનો ગંધ તો તેમાં છે જ નહિ. જેવી રસની, તેવી ભાષાની પણ એમાં દરિદ્રતા છે. એનું સંસ્કૃત તપાસીશું, તો તે પણ બહુ વાંધાભરેલું છે. दशबलबलिनः, खषतटयमुने, लाटोड्रे, सिन्धुपौण्ड्र, समततमगधे, काञ्चिसौराष्ट्रराष्ट्रे, सिद्धगन्धर्वलोके તથા चन्द्रसूर्यादिलोके સમાસની ઘટના, लुम्बिन्यां शास्तुः તથા स्तूपाः પદને સ્થાને વિભક્તિપ્રત્યય રહિત लुम्बिनी शास्तृ તથા स्तुप શબ્દનો ઉપયોગ, कापिलवास्तवायाम्, श्रावस्त्याम्, कौशाम्ब्याम् તથા भूम्याम् ને બદલે कापिलाये, श्रावस्त्या, कौशाम्ब्या તથા भूम्यानो તેમ જ बिम्बानिने બદલે बिम्बानो પ્રયોગ અને मथुरा, काञ्ची તથા कलशोना ટૂંકાવેલા मथुर, काञ्चि તથા कलश શબ્દથી વ્યવહાર, વગેરે અંશો વિચારતાં કર્તાનાં જ્ઞાન અને શક્તિ વિશે બહુ હલકો અભિપ્રાય બંધાય છે. निपुण कवि હર્ષે એ રચેલું માની શકાતું નથી. એમ કહેવાય છે કે હિંદુસ્તાનથી પાછા વળતાં ચીનાઇ પ્રવાસી યવનચંગને હર્ષ રાજાએ चैत्यवन्दन સ્તોત્ર સંભારણા દાખલ

આપ્યું હતું.[1] આ વાતને એ સાધુની પ્રવાસપોથી અથવા તો એના જીવનચરિત્રથી ટેકો મળતો નથી. અશ્વઘોષ આદિ કવિની ઉત્તમ કૃતિ મૂકી આવું છેક ઊતરતી પંક્તિનું સ્તોત્ર હર્ષ જેવો રસમર્મજ્ઞ રાજ્યકર્તા યાદગીરીમાં આપે અને તે પણ જેની સાથે પોતે નવો સંધિસંબંધ જોડ્યો હતો તેના તરફના એક પ્રસિદ્ધ વિદ્વાનને, તે સંભવતું નથી. એ સ્તોત્ર ચક્રવર્તિકવિની તો નહિ, પણ ચીનાઇ સાધુ ફાહ્યન(Fahien)ની પસંદગી હોય ખરૂં. એવું કહેવાય છે કે એ પ્રવાસી નાલંદથી ચીન પાછો ફર્યો ત્યારે એ चैत्यवन्दन સ્તોત્ર અહીંથી લેતો ગયો હતો.[2] આથી એ સ્તોત્ર ઇસવી ચોથા સૈકાના લગભગમાં રચાયું લાગે છે.[3] એના ત્રીજા શ્લોકના ત્રીજા ચરણમાં બૌદ્ધધર્મી ગ્રીક વીર मिलिन्द(Menander)ના ભસ્મરાશિ ઉપરના[4] કલશીના સ્તૂપનો નિર્દેશ છે. એ સ્તૂપ ઇસવી સન પૂર્વે બીજા સૈકાના મધ્ય ભાગમાં બાંધવામાં આવ્યો હતો.[5] વળી છેલ્લા શ્લોકના

---

૧-૨ આ બે દંતકથા M. Ettinghausenના Harsa Vardhanaમાંથી ઊતારી છે. ૩ ફાહ્યન ચોથા સૈકાના પૂર્વ ભાગમાં ભરતખંડમાં આવી ગયો હતો. ૪ ત્રીજા શ્લોકના ત્રીજા ચરણનું कलश તે मथुराના मथुरની પેઠે कलशीનું ટૂંકું રૂપ છે. એ શહેર अलसन्दद्वीपમાં આવ્યું હતું, ને ત્યાં मिलिन्द જન્મ્યો હતો એમ मिलिन्दप्रश्न ઉપરથી નીકળે છે. મહાન સિકંદરે मूलस्थानથી નીચાણમાં સિંધુ ઉપર Alexandria શહેર વસાવ્યું હતું. તે જ હું अलसन्द સમજું છું. તેની પાસેના પ્રદેશથી સિંધુના મુખ સુધીનો મુલક તે अलसन्दद्वीप, જેમાં કલશી આવ્યું કહ્યું છે. राजतरङ्गिणी । ૭ । માં કહેલું कलशपुर સ્તોત્રનું कलशवरपुर હોઇ શકતું નથી; શાથી જે તે તો અગીઆરમા શતકમાં કલશ રાજાએ વસાવ્યું હતું. તે બૌદ્ધતીર્થ ન હતું. ૫ સાત ઠેકાણેથી Menanderના ભસ્મરાશિની માગણી થયાનું Plutrach લખે છે. તે પૈકી એક કલશી શહેર મ લીધું છે.

ચોથા ચરણમાં બુદ્ધ ભગવાનની પ્રતિમાઓનો ઉલ્લેખ છે. બૌદ્ધધર્મમાં મૂર્તિપૂજાનો પ્રચાર ફાહ્યને નોંધ્યો છે. યવનચંગ સાતમા સૈકામાં મૂર્તિપૂજાનો ઠાઠ વધી પડ્યો જણાવે છે. પરંતુ તેની પ્રવાસપોથીમાં કે તેના ચરિત્રમાં કલશીના સ્તૂપનો હવાલો છે નહિ. આ બધાં કારણોને લીધે चैत्यवन्दनને હું ચોથા સૈકામાં મૂકું છું. તે કોઇ સાધારણ ભિક્ષુની કૃતિ લાગે છે. પહેલા શ્લોકના ત્રીજા ચરણ ઉપરથી તે પાર્વતીય પ્રદેશમાં રચાયું સંભવે છે.

चैत्यवन्दन મૂકી હવે सुप्रभात સ્તોત્ર તરફ વળિયે. એનું મૂળ નેપાળમાંથી મળ્યું હતું. એ પણ હર્ષ રાજાના નામ પર ચાલ્યું આવે છે. એમાં અઢાર માલિની, બે અનુષ્ટુભ, એક જાગતી ઉપજાતિ, બે વસંતતિલકા અને એક શાર્દૂલવિક્રીડિત, એમ અનુક્રમે કુલ ચોવીસ શ્લોક છે. सुप्रभातનો નેપાળી અનુવાદ પણ જાણવામાં છે.[1] મૂળ શ્લોક નીચે મુજબ છે.

स्तुतमपि सुरसंघैः सिद्धगन्धर्वयक्षै-
र्दिवि भुवि सुविचित्रैः स्तोत्रवाग्भिर्यतीशैः ।
अहमपि कृतशक्तिर्नौमि संबुद्धमार्यं
नभसि गरुडयाते किं न यान्ति द्विरेफाः ॥१॥

क्षपितदुरितपक्षः क्षीणनिःशेषदोषो
द्रवितकनकवर्णः फुल्लपद्मायताक्षः ।
सुरुचिरपरिवेषः सुप्रभामण्डलश्री-[2]
र्दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥२॥

---

૧ જુઓ M. Ettinghausen કૃત Harsa Vardhana. ૨ પહેલાં ત્રણ ચરણ અનન્વિત છે. તે વાક્યના રૂપમાં ગોઠવાય, એટલા માટે सुप्रभामण्डलोऽसि એવો કલ્પિત પાઠ લેવાની જરૂર છે.

मदनबलविजेतुः कापथोच्छेदकर्तु-
स्त्रिभुवनहितकर्तुः स्त्रीलताजालहर्तुः ।
शमसुखफलदातुर्भेत्तुरज्ञानशैलं
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥३॥

असुरसुरनराणां योऽग्रजन्माग्रदैवः[१]
सकलभुवननाथो लोकसृष्ट्येकशब्दः[२] ।
स्वपिति मनुजधाता पद्मयोनिः स्वयंभू-
र्दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥४॥

उदयगिरितटस्थो विद्रुमच्छेदताम्र ।
स्तिमिरकुलनिहन्ता चक्षुरेकं प्रजानाम् ।
रविरपि परिलोलः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातम् प्रभातम् ॥५॥

द्विरददशनपाण्डुः शीतरश्मिः शशाङ्क-
स्तिलक इव रजन्याः सर्वचूडामणिर्यः ।
अविगतमदरागः सर्वथा सोऽपि सुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥६॥

प्रवरभुजचतुष्कः षोडशार्धार्धवक्रो
जपनियमविधिज्ञः [३]सामवेदप्रवक्ता ।
अमलकमलयोनिः सोऽपि ब्रह्मा प्रसुप्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥७॥

---

१ अग्रदैवः અર્થરહિત છે; अग्रदेवः જોઇયે. २ लोकसृष्ट्येक शब्दः પાઠનો કંઇ અર્થ બંધ બેસતો નથી. હું लोकसृग् वेदशब्दः પાઠ કલ્પું છું.
૩ પાઠ ભ્રષ્ટ છે; शर्व જોઇયે.

कुवलयदलनीलः पुण्डरीकायताक्षः
सुररिपुबलहन्ता विश्वकृद् [1]विश्वरूपी ।
हरिरपि चिरसुप्तो गर्भवासैरमुक्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥८॥
हिमगिरिशिखराभः सर्वयज्ञोपवीत-
स्त्रिपुरदहनदक्षो व्याघ्रचर्मोत्तरीयः ।
सह गिरिवरपुत्र्या सोऽपि सुप्तस्त्रिशूली
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥९॥
ज्वलितकुलिशपाणिर्दुर्जयो दानवारिः
सुरपतिरपि शच्या विभ्रमैर्मूढचेताः ।
अनिशि निशि च सुप्तः कामपङ्के निमग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१०॥
हिमशशिकुमुदाभो मद्यपानारुणाक्षो
दृढकठिनभुजाङ्गो लाङ्गली शक्तिहस्तः ।
बल इह शयितोसौ रेवतीकण्ठलग्नो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥११॥
गजमुखदशनैकः सर्वतो विघ्नहन्ता
विगलितमदधारः षट्पदाकीर्णगण्डः ।
गणपतिरपि सुप्तो वारुणीपानमत्तो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१२॥
अतसिकुसुमनीला यस्य शक्तिः कराग्रे
नवकमलवपुष्मान् [2]संमुखः क्रौञ्चहन्ता ।

---

૧ વ્યાકરણદોષ છે; विश्वरूपः વાંચવાની જરૂર છે. ૨ પાઠ ભૂલભરેલો છે; હું षण्मुखः પાઠ લેઉં છું.

त्रिनयनतनयोऽसौ नित्य सुप्तः कुमारो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१३॥

कपिलजटकलापो रक्तताम्रारुणाक्षः
पशुपतिरतिकाले दग्धकोपातिदक्षः[१]
स्मरशरदलिताङ्गः[२] सोऽपि सुप्तो हुताशो
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१४॥

यमवरुणकुबेरा [३]यक्षदैत्योरगेन्द्रा
दिवि भुवि गगने वा [४]लोकपालस्तथान्ये ।
युवतिमदकटाक्षैर्वीक्षितास्तेऽपि[५] सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१५॥

[६]ऋषय इह महान्तो वत्सभृग्वङ्गिराद्याः
[७]क्रतुपुलहवशिष्ठा[८] व्यासवाल्मीकिगर्गाः ।
परयुवतिविलासैर्मोहितास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१६॥

भवजलधिनिमग्ना मोहजालावृताङ्गा
मनुकपिलकणादा भ्रामिता मूढचित्ताः ।

---

૧ ઉપલબ્ધ પાઠથી અર્થ થઈ શકતો નથી. તેથી હું पशुपतिरतिकालेऽदग्धकोपावदग्धः । એવો પાઠ કલ્પું છું. ૨ પાઠ ભ્રષ્ટ છે; स्मरशरललिताङ्गः એવો અસલ પાઠ કદાચ હોય. ૩-૪ પહેલા ચરણના પૂર્વ ખંડમાં લોકપાલનો નિર્દેશ છે. તે કારણથી બીજા ચરણનો लोकपालस्तथान्ये અને પહેલા ચરણનો यक्षदैत्योरगेन्द्रा ખંડ અદલબદલ કરી વાંચવાની જરૂર છે. ૫ वीक्षितास्तेऽपिને સ્થાને विक्षतास्तेऽपि જોઈએ. ૬-૭ પહેલા અને બીજા ચરણના પૂર્વ ખંડ અદલબદલ કરી વાંચ્યા હોય, તો ઠીક. ૮ જોડણી ખોટી છે; वसिष्ठा જોઈએ.

शमसुखपरिहीणा बालिशास्तेऽपि सुप्ता
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१७॥
अशनवसनहीना भाव्यमाना विरूपा
अलमखिलविधातैः प्रेतवद् दग्धदेहाः ।
उभयगतिविहीना नित्यसुप्ताश्च नग्ना
दशबल तव नित्यं सुप्रभातं प्रभातम् ॥१८॥
सुप्रभातं तवैकस्य ज्ञानोन्मीलितचक्षुषः ।
अज्ञानतिमिरान्धानां नित्यमस्तमितो रविः ॥१९॥
सुप्रभातं सुनक्षत्रं श्रेयः प्रत्यभिनन्दितम् ।
बुद्धं धर्मं च संघं च प्रणमामि दिने दिने ॥२०॥
पुनः प्रभातं पुनरुत्थितो रविः
पुनः शशाङ्कः पुनरेव शर्वरी ।
मृत्युर्जरा जन्म तथैव हे मुने
गतागती मूढजनो न बुध्यति ॥२१॥
अज्ञाननिद्रारजनीतमसि [1]प्रसुप्ते
तृष्णाविशालशयने विषयोपधाने ।
काले शुभाशुभफलैः परिकीर्तमानो[2]
जागर्ति यः सततमेव नमोस्तु तस्मै ॥२२॥
तीर्थेषु गोकुलशतानि पिबन्ति तोयं
तृप्तिं व्रजन्ति न च तत्क्षयमभ्युपैति ।
एवं मुनेः कविशतैरपि संस्तुतस्य
न क्षीयते गुणनिधिर्गुणसागरस्य ॥२३॥

---

૧ પાઠ ખોટો છે; प्रसृप्ते જોઇએ. ૨ અર્થ બંધ બેસતો નથી. कालें शुभाशुभफले परिवर्तमाने એમ ચરણ વાંચવાની જરૂર જણાય છે.

स्तुत्वा लोकगुरुं महामुनिवरं सद्धर्मपुण्यद्रुमं
निर्द्वन्द्वं हृतरागदोषतिमिरं शान्तेन्द्रियं निःस्पृहम् ।
यत् पुण्यं समुपार्जितं खलु मया तेनैव लोकोऽखिलः
प्रत्यूषे स्तुतिहर्षितो दशबले श्रद्धां परां विन्दताम्[1] ॥२४॥

અહીં સ્તોત્રકાર ગરુડના વિહાર જોગ આકાશમાં પાંખ ફફડાવતા ભમરા સાથે વિનયથી પોતાને સરખાવી સ્તુતિનો ઉપક્રમ કરે છે (૧). પછી બુદ્ધ ભગવાનનું લોકોત્તર સ્વરૂપ અને તેમનું વિશ્વોપકારક ચરિત્ર સ્મરી સ્મરી કવિ તેમને નમસ્કાર કરે છે (૨ ૩). એની ભક્તિએ રંગેલી દૃષ્ટિ બ્રહ્મા (૪, ૭), સૂર્ય (૫), ચંદ્ર (૬), વિષ્ણુ (૮), શિવ (૯), ઇંદ્ર (૧૦), બળરામ (૧૧), ગણપતિ (૧૨), કાર્ત્તિકેય (૧૩), અગ્નિ (૧૪), યમ વરુણ કુબેર અને અન્ય લોકપાલ તથા યક્ષ દૈત્ય અને નાગ (૧૫), ક્રતુ પુલહ વસિષ્ઠ વત્સ ભૃગુ અંગિરા વ્યાસ વાલ્મીકિ ગર્ગ આદિ ઋષિ (૧૬), મનુ કપિલ અને કણાદ (૧૭), નિર્ગ્રન્થો (૧૮), સૌને ઊંઘતા જુએ છે. નિત્ય જાગ્રત છે એક બુદ્ધ ભગવાન; એમનાં એકલાનાં જ જ્ઞાનચક્ષુ સદા ખુલ્લાં છે (૧૯). માટે કવિ નમસ્કારપૂર્વક બુદ્ધ, ધર્મ અને સંઘને શરણે જાય છે (૨૦). ફરી ફરીને સૂર્ય ચંદ્ર ઊગે આથમે છે; ફરી ફરીને જન્મ જરા ને મૃત્યુ અજ્ઞાની જીવ અનુભવે છે; તથાપિ તે જાગતો નથી. એનો કવિ શોચ કરે છે (૨૧). એક વાર ફરી સ્તોત્રકાર ઊંઘતી દુનિયામાં જાગતા બુદ્ધદેવને નમસ્કાર કરે છે (૨૨). નવાણુના દૃષ્ટાંતથી તેમના ગુણો અખૂટ કહી તે વલણ વાળી દે છે (૨૩). છેવટ સ્તોત્ર રચ્યાના ફળ તરીકે કવિ પરમ સાત્ત્વિક વૃત્તિથી માગે છે, કે લોકો આ સ્તોત્રથી હર્ષ પામો અને બુદ્ધ ભગવાનમાં તેમની સંપૂર્ણ શ્રદ્ધા જામો (૨૪).

---

૧ सुप्रभात સ્તોત્ર મૂળની બધી ભૂલો સાથે હર્ષની કૃતિ તરીકે મિ. પી. વી. કાણેએ પોતે છપાવેલા हर्षचरितના અંગ્રેજી ઉપોદ્ઘાતને અંતે છાપ્યું છે

चैत्यवन्दन જેવું सुप्रभात સ્તોત્ર રુક્ષ નથી. એની ભાષા તેટલી ભ્રષ્ટ નથી. એનો પદ્યબંધ તેવો કર્ણકઠોર નથી. એ સ્તોત્રમાં કવિત્વ છે. પરંતુ કહેવું જોઇયે કે તે કવિત્વ હર્ષની કોટિનૂં નથી. એની પદ્યરચનામાં જે છૂટ લીધી છે, તે હર્ષનાં નાટકોમાં કોઇ ઠેકાણે લીધેલી જોવામાં આવતી નથી. શ્લોક ૭ના सोऽपि ब्रह्मा प्रसुप्तो ખંડમાં छन्दःशास्त्रના નિયમ પ્રમાણે પિનો ઇકાર ગુરુ થાય તેને સ્તોત્રકારે લઘુ લેખ્યો છે. શ્લોક ૧૩માં अतसीનો અને શ્લોક ૧૪માં जटाનો અંત્ય સ્વર ટૂંકાવી चैत्यवन्दनનાં काम्बि અને मथुरના જેવાં अतसि અને जट રૂપ યોજ્યાં છે. શ્લોક ૨૨માં निद्रा શબ્દને અખંડ રહેવા દીધો છે; તથાપિ द्राને બલાત્કારે લઘુ ગણી લીધો છે, એટલે કાનો કાપ્યા બરાબર જ થાય છે. આ શિક્ષા હર્ષ રાજાને સંમત નથી; તેમ સાહિત્યના સુરાજ્યમાં વિહિત નથી. સ્તોત્રકાર જાગતી ઉપજાતિ વાપરે છે, જે હર્ષે કદી પણ વાપરી નથી. सुप्रभात સ્તોત્રની શૈલી શિથિલ અને ક્વચિત્ પુનરુક્તિગ્રસ્ત[1] પણ છે; હર્ષની સુશ્લિષ્ટ અને સમર્થ છે. અઢારમા શ્લોકમાં જૈનોની ઉઘાડી નિંદા કરી છે; એ નિંદાનાં વચન સર્વ ધર્મને પૂજનારા અને માનતુંગાચાર્યનો બોધ શ્રવણ કરનારા દયાધર્મના પ્રચારક રાજાના મુખમાંથી નીકળે જ નહિ. બધી રીતે જોતાં सुप्रभात સ્તોત્ર પણ હર્ષે રચ્યૂં સંભવતૂં નથી. જેમ કવિચક્રવર્તીને નામે श्यामलादण्डक[2] સ્તોત્ર ચડયૂં છે, તેમ ચક્રવર્તિકવિને નામે चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્રો ચડયાં જણાય છે. આવી રીતે ગુર્જરેશ્વર કુમારપાળને નામે साधारणजिनस्तवन[3] ચડયૂં છે. તે સ્તવન

---

૧ દાખલા તરીકે શ્લોક ૨૩ના ઉપમાનવાક્યમાં तृप्तिं व्रजन्ति પદ વધારે પડતાં છે; એને મળતાં પદ ઉપમેયવાક્યમાં છે નહિ. શ્લોક ૧૪માં रक्तातामारुणाक्षः પદમાં દેખીતી પુનરુક્તિ છે; ઇત્યાદિ. ૨ જુઓ लघुकाव्यमाला, गुच्छ १. ૩ જુઓ यशोविजयग्रन्थमाला, अङ्क ७, जैन स्तोत्रसंग्रह–प्रथम भाग.

અકવિ ચૌલુક્યરાજની નહિ, પણ કવિ વર્ધમાનની[1] કૃતિ છે. સ્તવનના વીસમા શ્લોકમાં મ્લેચ્છોને હાથે ભારે વિડંબના સ્તોત્રકારને વેઠવી પડયાનો પ્રસંગ આપ્યો છે, તે હેમાચાર્યના કિરીટધારી શિષ્યને લાગુ પડતો નથી; પણ યોગધારી શિષ્યના સંબંધમાં સંભવે છે ખરો. છતાં એ કાંઇ પણ શંકા રહેતી હોય, તો સમાપ્તિશ્લોકની કર્તાના નામની वर्धमानः મુદ્રાથી તે તદ્દન દૂર થાય છે.

ચીનાઇ પ્રવાસી યવનચંગે અને ઇત્સિંગે હર્ષને હડહડતો બૌદ્ધ વર્ણવ્યો હોવાથી चैत्यवन्दन અને सुप्रभात સ્તોત્રો તેણે રચ્યાની ખ્યાતિ બૌદ્ધ દેશોમાં રૂઢ થઈ હશે. પરંતુ તે ખ્યાતિ નિર્મૂલ છે. હર્ષ બૌદ્ધ હતો જ નહિ, તે 'પ્રિયદર્શના'ના આરંભે 'ચક્રવર્તિકવિ હર્ષ' એ મથાળાના લેખમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે.[2] ખરૂં છે કે મહારાજા હર્ષે વિધવા બ્હેન રાજ્યશ્રીની બૌદ્ધ સાધુ દિવાકરમિત્રને ભાળવણી કરી હતી, પરંતુ તેનું કારણ, રાજ્યશ્રીનું પોતાનું જ બૌદ્ધધર્મ તરફ વલણ થયું હતું તે હતું. ખરૂં છે કે તેણે બૌદ્ધ નાટક લખ્યું છે. પરંતુ તે તો જેમ બિલ્હણે[3] ગુર્જરેશ્વર કર્ણદેવના અમાત્ય સંપત્કરને અર્થે श्रीपार्श्वस्तव રચેલ છે, તેમ બ્હેનને અર્થે લખ્યૂં જણાય છે. ખરૂં છે કે તેણે યવનચંગની મુલાકાત લીધી હતી અને તેનૂં વ્યાખ્યાન સાંભળ્યૂં હતૂં. પરંતુ તેની સાથે યાદ રાખવાનૂં છે કે માનતુંગાચાર્યનો પ્રતિબોધ સાંભળનાર પણ એ જ હર્ષ હતો. કાન્યકુબ્જની મોક્ષ પરિષદમાં એણે અગ્રભાગ લીધો હતો તે કબુલ છે. પણ, એ બૌદ્ધ તો ન હતો જ, અને चैत्यवन्दन તથા सुप्रभात સ્તોત્ર એનાં રચેલાં નથી.

---

૧ कुमारविहारप्रशस्तिकाव्यનો કર્તા; એ હેમાચાર્યનો શિષ્ય હતો.

૨ જુઓ આગળ પૃ. ૫૦.

૩ कर्णसुन्दरी નાટિકામાં જિનેશ્વરનૂં મંગળાચરણ કરેલૂં જોવામાં આવે છે. તે પણ મંત્રી સાંપૂની પ્રસન્નતા માટે કર્યૂં જણાય છે.